# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપુત્રદા એકાદશી વ્રત



અનુક્રમણિકા



રાગ ઇમન : –

મન રહ્યોરી એહી ભાંત જૂ લગ્યો ધ્યાન ધરન ।।
જો તૂ કહે ઓર ક્યોં રહે તો લીલા સૂરન કરન ।। ૧ ।।
ઇનકી યહ ગતિ સમઝરી લાગી નમન કરન ।।
વૃન્દાવન તન પરસૈ સુખ પાવૈ નૈનન દેખૈ શ્રીવલ્લભ ચરન ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજે આ વખતે શ્રીવિઠ્ઠલનાથ શ્રીગુસાંઇજી પ્રભુચરણનો પ્રાકટ્યોત્સવ અલગ રીતે મનાવ્યો. આપણે જે વિશેષ અંકનું નિદર્શન કર્યું, તે વિષય ખૂબજ ગંભીર છે. છતાં, આશા રાખીએ કે આપણે સારાંશ સમજવામાં સરલતા પ્રાપ્ત થઇ હશે. આવા અનેક ગ્રંથો આપણે ભણીએ, અને શ્રીમહાપ્રભુજીના માર્ગના સાચા સેવક બનીએ.

એક સમયનો આ પ્રસંગ છે. એક સેવકે આવીને વિનંતી કરી કે કૃપાનિધાન! અમે આપશ્રીનાં શ્રીમુખથી નિત્ય વચનામૃત સાંભળીએ છીએ. પણ કોરા ને કોરા જ રહીએ છીએ, એનું શું કારણ તે રાજ! કૃપા કરીને કહો.

આ સાંભળીને શ્રીગોકુલેશે આજ્ઞા કરી કે જીવ નિત્ય સત્સંગ સાંભળે પણ તે પ્રમાણે આચરણ કરવા પ્રયત્ન ન કરે, તેથી કોરા ને કોરા રહે છે. આપશ્રી આગળ એક પ્રસંગ કહે છે:

એક વેપારી હતો. તે નિત્ય કથા સાંભળવા જાય. લગભગ ચાલીશ વર્ષ થયાં પણ એક દિવસ કથા છોડી નથી. આમ રોજ કથા સાંભળવા જતો. એક દિવસ તે બિમાર પડ્યો. તેથી મંદવાડને લીધે કથામાં જવાની શક્તિ ન રહી. આથી પોતાના દીકરાને બોલાવ્યો અને કહ્યું કે આજ ચાલીશ વર્ષથી મેં કથા છોડી નથી, મારો નિયમ આજે તૂટે છે, આથી મને બહુ દુઃખ થાય છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે બેટો છે, તે બાપનું બીજૂં રૂપ છે, માટે જો તું આજે સત્સંગમાં જાય, તો મારો નિયમ ન તૂટે. નિયમ તૂટે તો બડો અધર્મ થાય, માટે તુ કૃપા કરીને કથામાં જા. દીકરાએ કહ્યું કે હું જાઉં છું.

પછી દીકરો કથામાં ગયો. ત્યાં વાત આવી કે પ્રાણી માત્ર પર દયા રાખવી. બધાં પર પ્રેમ રાખવો, વળી પ્રાણી માત્રને આનંદ કરતા જોઇ રાજી થવું. કોઇને દુઃખ થાય એવું કરવું નહિ વગેરે. આ સાંભળી પેલા વેપારીના દીકરો તો મૂંઝાયો કે હું તો આમ નથી વર્તતો. પછી તે કથઅ પૂરી થતાં ઘેર આવ્યો. તેની અનાજની દુકાન હતી. તેણે દુકાન ખોલી, અંદર અનાજના ઢગલા પડ્યા હતા. એવામાં બજારમાંથી એક બકરી આવીને અનાજ ખાવા માંડી. આ તો (બેટો) કથામાં સાંભળેલું તેથી રાજી થવા લાગ્યો ને હસવા લાગ્યો. આ પછી બીજી બકરી આવી. વળી ગાય આવી ને તે પણ ખાવા લાગી. એમ કરતાં આખી દુકાનમાં ધાડ પડે તેમ ગાય, બકરાં પેસી ચટાં કરી ગયાં. આજુબાજુના દુકાનદારો તો ખૂબ હસે ને તમાસો જુએ.

એવામાં તેના બાપને કોઇએ (આ) ખબર કહી. તેથી માંદો માંદો (તે) દુકાને આવ્યો, તો દુકાનની આ દશા જોઇ. આવું જોતાં તે ગભરાઇ ગયો ને છોકરાને ઠપકો દેવા લાગ્યો કે આ શું કર્યું? આ સાંભળીને છોકરાએ કહ્યું કે હું કથામાં ગયો હતો, ત્યાં એવું આવ્યું કે પ્રાણી માત્રને આનંદ કરતાં જોઇ રાજી થવું. કોઇ જીવને દુઃખ ન દેવું. તો આ બીચારાંને ખાતાં હાકું તો દુઃખ થાય ને કથાનું ફળ કશું ન મળે. વેપારીએ કહ્યું કે હું ચાલીશ વર્ષ કથામાં ગયો, એ જ કથા સાંભળતો પણ આવું કદી મેં કર્યું નહોતું. કથાતો સાંભળવાની જ, બીજું કંઇ નહિં. (હાસ્યામૃત પ્રસંગ. ૧૮૦)

પ્રશ્ન :- પુષ્ટિ એટલે શું? પુષ્ટિભક્તિ કોને કહેવાય?

ઉત્તર :- શ્રીમદ્‌ભાગવતપુરાણમાં વર્ણિત ભગવાનની દશવિધલીલા પૈકી પોષણલીલાનું વર્ણન છઠ્ઠા સ્કંધમાં થયું છે. 'પોષણ' એટલે ભગવાનનો અનુગ્રહ. આને જ આપણે **'પુષ્ટિ'** પણ કહીએ છીએ. હવે તે પુષ્ટિને લીધે પ્રકટ થતી ભક્તિનો વિચાર કરીએ. ભગવાનના અનુગ્રહથી નિષ્કામ, અનન્ય અને અવિચલ ભક્તિ પ્રકટ થાય છે. આવી વિલક્ષણ પુષ્ટિને લીધે પ્રકટ થતી ભક્તિને 'પુષ્ટભક્તિ' કહેવાય.





મરાઠી ભાષામાં એક કહેવત છે : 'બાપ દાખવ નહિતર શ્રાદ્ધ કરા.' તેમજ ભગવાનના સ્વરૂપમાં આસક્તિ છે તો પુષ્ટિભક્તિછે અને જો તે નથી તો બીજા કોઈ જાતની ભક્તિ સંભવે પણ પુષ્ટિભક્તિનો તો અભાવ જ સમજવો. જેમ કૃપાના દરેક પ્રકારને આપણે પુષ્ટિમાર્ગીય ગણી શકતા નથી, તેમજ ભક્તિના દરેક પ્રકારને આપણે પુષ્ટિભક્તિ ગણી શકતા નથી. શ્રીમહાપ્રભુજીએ આ વાત છઠ્ઠા સ્કંધના નિબંધમાં સ્પષ્ટ રીતે સમજાવી છે.

"पुष्टिः स्वार्थाः परार्था तु भक्तिः साऽनवके मता"

અર્થ : પુષ્ટિ જીવાત્મા માટે હોય છે અને ભક્તિ પરમાત્માના માટે, તે 'અવનમ' એટલે પૂર્ણ કૃપા થકી મળશે તેવું નવમસ્કંધમાં નિરૂપણ કરવાનું છે. આજકાલ જેમ કોઈક હેતુથી ટ્રસ્ટ બનાવવામાં આવે છે તેમાં કોઈક ટ્રસ્ટી બને છે અને બીજા બેનીફિશિયરી. તેમાં 'ટ્રસ્ટી' એટલે જે ટ્રસ્ટની સંપત્તિની વ્યવસ્થા જાળવતો હોય તે. તેમજ 'બેનીફિશિયરી' એટલે આવા ટ્રસ્ટથી જે લાભ મેળવવાનો અધિકારી હોય તે. શ્રીમહાપ્રભુજી મુજબ પુષ્ટિના ટ્રસ્ટી પોતે ભગવાન છે અને બેનીફિશિયરી જીવ છે. તેમજ ભક્તિના ટ્રસ્ટી આપણે જીવો છીએ અને બેનીફિશિયરી ભગવાન છે !

કદાચ કોઈક વખત જો ટ્રસ્ટી વ્યવસ્થા જાળવવાના ઠેકાણે ટ્રસ્ટથી મળતા લાભોને પોતે લેતો થઈ જાય, 'ચેયર્સ એડવાંટેજ' (એટલે કે કુર્સીનો લાભ) લેતો થઈ જાય તો તેને 'બ્રીચ ઓફ ટ્રસ્ટ' એટલે કે વિશ્વાસઘાત કહેવામાં આવે છે, તેમજ આપણે જો ભગવાન પ્રત્યેની આપણી ભક્તિને લીધે કોઈક લૌકિક સુખ અથવા પારલૌકિક સુખ યા મુક્તિનો લાભ લેવાની આકાંક્ષા સેવતા હોઈએ તો પ્રભુ સાથેના આપણા ભક્તિમય સંબંધમાં તે વિશ્વાસઘાત જ છે. ભક્તિનો ખરેખરો બેનીફિશિયરી ભગવાન જ રહેવો જોઈએ !

ભગવાન પણ કદી પોતાની પુષ્ટિનો લાભ લેવાની વૃત્તિ ધરાવતા નથી. જે ભગવાનનું મજન કરતો હોય તેના ઉપર જ પુષ્ટિ દાખવવી એવો પક્ષપાત ભગવાનને નથી. જેઓ ભગવાનની સાથે સ્વાર્થયુકત કામભાવ કે ભય અથવા દ્વેષપ્રયુકત હિંસાનો ભાવ રાખે છે, તેમના ઉપર પણ ભગવાન તો પુષ્ટિ – કૃપા દાખવીને તેમનો પણ ઉદ્ધાર કરે જ છે ! તેથી જ ભાગવતમાં કહેવામાં આવ્યું છે :

कामं क्रोधं भयं स्नेहमैकयं सोहृदमेववा ।

नित्यं हरो विद्वतो यान्ति तन्मयतां हि ते ॥

અર્થ : કામ, ક્રોધ, ભય, સ્નેહ, એક સૌહૃદ, વિગેરે જે ભાવ આપણે ભગવાનમાં અખંડિત રાખી શકીએ તેથી ભગવાનમાં આપણી તન્મયતા કેળવાઈ જાય છે. કેટલાક અણસમજુ લોકો ભગવાનની આ સમદષ્ટિને 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' કહીને નિંદા કરતા હોય છે. તે મૂર્ખાઓને શું કહેવું ? એવા લોકોને નથી બ્રહ્મના અદ્વૈતની સાચી સમજ કે નથી કર્મ અને તેના ફળના નિયમની સાચી સમજ. આપણા દેહના પ્રત્યેક અંગમાં જેમ આપણને અહંભાવ રહેલો હોય છે, તેથી તે અંગોથી કરવામાં આવતી અનેકવિધ ક્રિયાઓના ભેદની સાથે આપણા એક અહંકારનો અભેદ પણ તાણાવાણાની જેમ વણાયેલો રહે છે. તેમજ અસંખ્ય જીવાત્માઓના ભેદની સાથે એક પરમાત્માના અહંભાવનો અભેદ પણ તાણાવાણાની જેમ વણાયેલો હોય છે. તેથી જે કાંઈ આપણે કરીએ છીએ તેની જીવચેતનામાં થતી પ્રતીતિ મુજબ નિહાળશું તો જીવનું કર્તૃત્વ સ્ફુરિત થતું હોય છે, પણ જો પરમાત્માચેતનામાં થતી પ્રતીતિ મુજબ નિહાળીએ તો પરમાત્માનું પ્રેરકત્વ – કારયિતૃત્વ સ્ફુરિત થવા માંડશે.

ઉદાહરણ રૂપે વાતચીતમાં જેઓ સંયમ રાખી શકતા નથી તેઓની વાણી સ્વચ્છંદ બની જાય ત્યારે 'વાણી વદે છે' એમ કહેવાય. જ્યારે અહંતાથી આપણી વાણીને આવરી લઈએ અને સંયમથી સાવધાનીપૂર્વક બોલવાનો પ્રયાસ કરીએ ત્યારે તો 'વાણી થકી હું એમ વદુ છું' એમ કહેવાય. વાણી વદવાની ક્રિયામાં કર્તા છે અને આપણે પ્રેરક–કારયિતા બની જઈએ છીએ. તેમજ ઈશ્વર આપણા દરેક કર્મનો





પ્રેરક—કારયિતા છે, આપણે કર્તા. આવી સ્થિતિમાં ઈશ્વર જો સમદષ્ટિ રાખતો હોય તો તેમાં 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' ની વાત લાગુ પડતી નથી.

વાણીથી વદી શકાય છે સાંભળી નથી શકાતું. કાનથી સાંભળી શકાય છે બોલી નથી શકાતું. તેમજ આંખ, નાક, ત્વચા, હાથ, પગ વિગેરે ઈન્દ્રિયો તે તે કાર્યોને સંપન્ન કરે છે. તેમાં એક ઈન્દ્રિયથી બીજી ઈન્દ્રિયનું કાર્ય કરી શકાતું નથી. પણ જો આપણે અહંતામાં નિહાળશું તો લાગશે કે ''તે બધા કાર્યો કે વ્યાપારો 'હું' પોતે જ કરી રહ્યો છું.'' જેમ ઈન્દ્રિયોનો ભેદ આપણી અહંતાની આડે આવતો નથી તેમજ આપણી ભિન્ન જીવચેતાનો ભેદ પરમાત્માની સર્વવ્યાપી દિવ્ય ચેતનામાં સ્ફુરતી અહંતાની આડે આવી શકતો નથી. તેથી પરમાત્માની પુષ્ટિ સુસાધન નિઃસાધન કે દુષ્ટસાધન જીવો ઉપર પણ પ્રકટ થઈ શકે છે. છતાંય સુસાધનતા, નિઃસાધનતા અને દુષ્ટસાધનતાના ભેદ જળવાઈ રહે છે !

આપણી એક અહંતાથી અભિન્નતયા સંપન્ન હોવા છતાંય જેમ જોવાની, સાંભળવાની, પકડવાની કે દોડવાની વિભિન્ન ક્રિયાઓમાં ભિન્નતા રહે છે, આપણી અનેકવિધ ઈન્દ્રિયો – આંખ, કાન, હાથ કે પગ વગેરેનાં ભેદને લીધે આને આપણે 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' નથી ગણતા, તેમજ વિવિધ જીવાત્માઓની કયારેક સુસાધનતા કયારેક નિઃસાધનતા; અથવા તો કયારેક દુષ્ટ સાધનતાના ભેદમાં પણ એક અભિન્ન પુષ્ટિને જો પરમાત્મા પ્રકટ કરતો હોય તો તેમાં 'ટકે શેર ભાજી.....' કેમ વિચારવું જોઈએ !

આને આધારે જ શ્રીમહાપ્રભુજી આપણાં કર્મ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, તપ, સ્વાધ્યાય, સંયમ, નિયમ, વ્રત, તીર્થ, જપ, ધ્યાન, અર્ચન, વિગેરે કોઈ પણ સાધનને વાસ્તવિક રીતે એટલું સક્ષમ નથી ગણતા કે તેનું અવલંબન કરવાથી પરમાત્માની પ્રાપ્તિને નિયત જ માની શકાતી હોય! શ્રીમહાપ્રભુજીના મત પ્રમાણે પ્રભુ પ્રાપ્તિ કેવલ પુષ્ટિથી જ થઈ શકે છે, સાધનોથી નહિ. ઉપનિષોમાં કહેવામાં આવ્યું છે – 'નાયમાત્મા પ્રવચનેન લભ્યો ન મેધયા ન બહુના શ્રુતેન યમેવૈષ વૃણુતે તેન લભ્યઃ' અર્થઃ પરમાત્માની પ્રાપ્તિ પ્રવચન, સ્વાધ્યાય કે મેધા કે બહુશ્રવણ થકી થતી નથી, કેમ કે તે પરમાત્મા જેનું વરણ કરે તે જીવાત્મા જ તેને પ્રાપ્ત કરી શકે છે.''

હવે એ પરમાત્મા જો સુસાધન જીવ ઉપર કૃપા કરીને તેનું વણરણ કરે તો સુસાધન જીવો તેને પામી શકે, નિઃસાધન જીવો ઉપર કૃપા કરીને તેમનું વરણ કરે તો નિઃસાધન જીવો પણ તેને પામી શકે; અને દુષ્ટ જીવો ઉપર જો કૃપા કરીને તેઓનું વરણ કરે તો દુષ્ટ સાધન જીવાત્મા પણ પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે ! શિશુપાલ વિગેરે દુષ્ટ સાધનવાળા જીવાત્માઓને ભગવાનના ચરણારવિન્દની પ્રાપ્તિ થઈ હતી તેવા અનેક અહેવાલ આપણને શાસ્ત્રોમાં મળે જ છે.

આમ જોતાં સમજી શકાય કે વાસ્તવિક સાધન તો પુષ્ટિ જ છે, બાકી બધા તેના વ્યાપાર હોઈ શકે નોખા – નોખા. આ એક ગંભીર વિવેચન છે તેને આપણે એક સરળ ઉદાહરણ સમજી લઈએ. જો મને ગરમી લાગતી હોય તો હું વિજળીનો પંખો ચલાવું છું. હવે હવા મેળવવાનું સાધન પંખો કહેવાય પણ તે જો ફરતો ન હોય તો હવા મળે નહિ; અને પંખાના પતરા કાઢી નાખીએ તો કેટલા વેગે તે કેમ ન ફરતો હોય પણ હવા નહિ જ મળે એટલે આપણે પંખાને સાધન ગણીએ છીએ અને તેનું ફરવું એ વ્યાપાર છે. તેમ જ સાધન એ પરમાત્માની પુષ્ટિ અને આપણામાં પ્રકટ થતી કર્મ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, તપ, સ્વાધ્યાય, સંયમ, નિયમ વ્રત, તીર્થ, જપ, ધ્યાન અને અર્ચન વિગેરે વૃત્તિઓ તે પુષ્ટિતરફ સાધનના નોખા નોખા વ્યાપારો છે. પંખાની ફરવાની ક્રિયાની માફક.

આ તો બધા ઉદાહરણ સારા સાધનોના જ આપણે જોયા, પણ પરમાત્મા એટલો સમર્થ છે કે તે ધારે તો અસાધનોને પણ સાધન બનાવી શકે; અને દુષ્ટ સાધનોને પણ સુસાધન બનાવી શકે ! તેથી જ કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐકય ભાવના, મૈત્રી વિગેરે આપણા દરેક મનોભાવોમાં પોતાના પ્રત્યે તન્મયતા કેળવીને પરમાત્મા આપણો આત્મોદ્ધાર કરવા સમર્થ છે. કંસ, પૂતના, શિશુપાલ વિગેરેના અનેક ઉદાહરણોમાં આ દિવ્ય રહસ્યનો નિરાવરણ પુરાવો આપણે જોઈ શકીએ છીએ.





શ્રીમહાપ્રભુજીના મત પ્રમાણે તેથી પરમાત્મામાં ભક્તિ કેળવી શકાતી નથી. પરંતુ પરમાત્માની પુષ્ટિ થતાં ભક્તિ મેળવી શકાય છે. કેમ કે જો આપણે આપણા પ્રયાસોથી ભક્તિ કેળવતા જઈશું તો તેના પહેલા મનને મનાવવું પડશે કે પરમાત્માની ભક્તિ થકી લૌકિક સુખ સમૃદ્ધિ વધશે, અથવા મન જો વિરક્તિપ્રધાન હોય તો તેને એમ મનાવવું પડશે કે પરમાત્માની ભક્તિ થકી બ્રહ્મજ્ઞાન કે મોક્ષ મળી શકશે. અને આમ કરતાં આપણે શ્રીમહાપ્રજીએ અગાઉ જણાવ્યું તે પ્રમાણે આપણી ભક્તિને સ્વાર્થવાળી બનાવી દઈએ છીએ. આપણે શરૂઆતમાં જ જોઈ ગયા કે પુષ્ટિનો લાભ મેળવવાનો અધિકારી જીવાત્મા છે અને ભક્તિનો લાભ મેળવવાનો અધિકારી (બેનીફિશિઅરી) કેવલ પરમાત્મા જ હોવો જોઈએ.

છતાંય ભક્તિ થકી લૌકિક સુખ સમૃદ્ધિ કે મુક્તિ મેળવવાની મથામણમાં આપણી ભક્તિ ભગવદર્થા નહી રહીને સ્વાર્થા બની જાય છે. ભગવદર્થા ભક્તિની સરિતા તો પુષ્ટિનો ધોધમાર વરસાદ આપણા હૃદય પ્રદેશ ઉપર ભગવાન વરસાવે ત્યારે જ, વહીને પરમાનંદના સાગર શ્રીકૃષ્ણની દિશા મણી વહી નીકળે છે! અન્યથા તે સંભવ નથી. તેથી જ શ્રીમહાપ્રભુજી કહે છે ''નામધ્યાનાર્ચનાદિક પુરસ્કૃત્ય હરેઃ વીર્ય નિરૂપ્યતે''. અર્થ : તે તે જીવોના ઉદ્ધારની કથામાં કયાંક નામથી ઉદ્ધાર વર્ણવ્યો છે, તો કયાંક ધ્યાનથી અથવા તો કયાંક પૂજનથી પણ, આ બધા નામ ધ્યાન પૂજન વિગેરે દ્વારા અંતે શ્રીહરિના સામર્થ્યનું નિરૂપણ જ અભિલષિત છે.

અજામીલે પોતાના પુત્રનું 'નારાયણ' નામ પાડયું હતું અને મૃત્યુ સમયે તે પોતાના દીકરાને જ મોહવશ યાદ કરી રહ્યો હતો. છતાંય વાણીમાં નારાયણ! નારાયણ!! નારાયણ!!!ની રટના ચાલતી હતી તેથી વિષ્ણુદૂતોએ યમદૂતોને તેને નરકે લઈ જતા વાર્યા હતા! આમાં કહેવા ખાતર નામનું માહાત્મ્ય છે પણ ભીતરખાને તો ભગવાનની પુષ્ટિ–કૃપા જ એના ઉપર પ્રકટ થઈ હતી. પુષ્ટિ તે અજામીલના આત્મોદ્ધારનું સાધન હતું અને નામોચ્ચારણ તો પુષ્ટિનો વ્યાપાર બની ગયો! જેમ શિશુપાલના ઉદાહરણમાં તેના આત્મોદ્ધારની સાધન પુષ્ટિએ દ્વેષને કે સો ગાળોને પોતાનો વ્યાપાર બનાવી લીધો હતો!

વાલ્મિકી 'મરા–મરા' કહીને પણ તરી ગયા અને આપણે 'રામ–રામ' કહેતા પણ તે ઊંચાઈ ઉપર પહોંચી શકા નથી એનું કારણ એ જ કે વાલ્મિકીના ઉદાહરણમાં પુષ્ટિએ 'મરા–મરા' ને પોતાનો વ્યાપાર બનાવી લીધો હતો, જયારે કે આપણા 'રામ–રામ'ના જપમાં આપણે આપણું સાધનબલ વાપરી રહ્યા હોઈશું. આપણે રામનામ જપીએ એ ઉત્તમ વાત હોઈ શકે છે, છતાંય જયાં સુધી શ્રીરામ અને પોતાની પુષ્ટિનો વ્યાપાર નહિ બનાવે ત્યાં સુધી કાં તો આપણે 'રામનામ' જપતા બગાસા ખાવા મંડશું, અથવા તો વાણી 'રામનામ' રટતી હશે અને મન કોઈ ક્ષુદ્ર કામમાં અટવાયેલું હશે! એટલે સાધન તો એકમાત્ર પરમાત્માની કૃપા જ છે. બાકી બધા તેમના વ્યાપાર હોય છે, શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત મુજબ પરમેશ્વરની પુષ્ટિના વ્યાપારરૂપે જયારે આપણી ભીતર ભોગ–મોક્ષ કામનાથી અદૂષિત એવી અવિચલ ભક્તિ પ્રકટ થાય ત્યારે તેને 'પુષ્ટિ ભક્તિ' કહેવામાં આવે છે. તેથી એક અર્થમાં આપણી ભીતર પ્રકટ થતા જપ, તપ, યમ, નિયમ, સ્વાધ્યાય, સંયમ, યોગ, વૈરાગ્ય, કામ, જ્ઞાન કે ભક્તિરૂપ વ્યાપારોની પ્રભાવોત્પાદકતા નગણ્ય છે, નગણ્ય એટલા માટે કે આમાંથી કોઈ પણ વ્યાપાર જીવ કર્તૃત્વબલથી પ્રકટ થાય તો તે સુંદર વાત છે. પણ પરમાત્મા તેના ફલ નિયમથી બંધાયેલા જ હોય તે જરૂરી નથી!

પરમાત્મા 'કર્તું સમર્થ' હોવાથી આવા સત્સાધનોથી જે જીવ સમ્પન્ન ન હોય તેવા નિઃસાધન જીવને પણ ફલ આપવા માટે સમર્થ છે. પરમાત્મા 'અકર્તું સમર્થ' હોવાથી આવા સત્સાધનોથી સમ્પન્ન સુસાધન જીવને ફલ ન આપવા માટે પણ સમર્થ છે, તેમજ પરમાત્મા 'અન્યથા કર્તું સમર્થ' હોવાથી આ જપ, તપ, યમ, નિયમ વિગેરે સાધનોથી વિપરીત કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે દુષ્ટ સાધનોવાળા જીવોને પણ મુક્તિદાન કરવા સમર્થ છે. જેમ પૂતના, કુબ્જા, કંસ, શિશુપાલ વિગેરેનો ઉદ્ધાર પ્રભુએ કર્યો જ હતો કે નહિ!

તેમના ઉદ્ધારના સાધન તેમના દુર્ગુણ નહોતા પણ પ્રભુકૃપા હતી. પ્રભુકૃપાએ તેમના દુર્ગુણોને તેમના આત્મોદ્ધારના વ્યાપાર બનાવી લીધા હતા. જેમ ન્યાયાલયના ચુકાદાઓમાં કયારેક કયારેક અમુક 'રૂલીંગ' અપાતી હોય છે. તેવી રૂલીંગને બીજા મુદ્દાઓ સાથે સરખામણી કરીને વકીલો અવાર–નવાર ટાંકતા હોય છે, અને તેના આધારે ન્યાયની પ્રાર્થના કરતા હોય છે. તે મુજબ શાસ્ત્રોમાં

અનુગ્રહના વ્યાપાર તરીકે પ્રકટ થનાર જે જે સારા સાધનો કે દુષ્ટ સાધનોના અહેવાલ મળે છે તે આધારે આપણે પણ પ્રભુની પ્રાર્થના કરી શકીએ કે 'હે પ્રભુ! મારામાં પણ કામ, ક્રોધ વિગેરે દુર્ગુણો છે છતાંય તું જો મને તારી કૃપાનું પાત્ર બનાવે તો તેમાં તને કાંઈ વાંધો નહિ આવે!'

જેમ એક વકીલ કોઈક દાવાના ચુકાદામાં આપવામાં આવેલ કાનૂની વ્યાખ્યાઓનો પોતાના દાવામાં દાખલો આપે, બંનેની વચ્ચે સરખામણી પણ સિદ્ધ કરી દેખાડે છતાંય તેને સ્વીકારવું કે નહિ તે ન્યાયાધીશના નિર્ણય ઉપર અવલંબે છે. તેવી જ રીતે પરમાત્માની સમક્ષ કૃપાની યાચના કરતાં આપણી નિઃસાધનતા કે દુષ્ટ સાધના કે તેવા બીજા ઉલ્લેખો પણ કરીએ, છતાંય કૃપાના આપણે પાત્ર છીએ કે નહિ તે તો કેવલ પરમાત્માની ઈચ્છા ઉપર જ નિર્ભર છે.

પરમાત્મા દુષ્ટ સાધનતાને પણ કૃપાનો વ્યાપાર બનાવતો હોય, તેથી જો આપણે દુષ્ટ સાધનતા કેળવવા જઈશું તો તેથી કોઈ દહાડો વળવાનો નથી. તેમજ પરમાત્માની ઉપર નિષ્ઠા હટાવીને આપણા સાધનબલ ઉપર જ જો નિષ્ઠા કેળવવાનો પ્રયાસ કરીશું તો કૃપાર્થિતા આપણી સ્પષ્ટ નહીં થાય તેથી શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાન્ત છે કે 'સ્વધર્માચરણં શક્ત્યા વિધર્માચ્ચ નિવર્તનમ્'' જેવી પોતાની શક્તિ કે સામર્થ્ય હોય તે મુજબ સ્વધર્માચરણ કરતા રહેવું અને વિધર્માચરણથી બચતા રહેવું,'' આવી રીતિ–નીતિ રાખીને પૂર્ણ નિષ્ઠા તો કેવલ પ્રભુ ઉપર જ રાખવી. આપણા ધર્મ સાધનબલ કરતાં ધર્મી પરમાત્માનું કૃપાબલ વધારે પ્રભાવશાળી નીવડે છે તેવી નિષ્ઠાથી સાધન કરતાં સ્વયં પરમાત્મામાં નિષ્ઠા આદર રુચિ કે સ્નેહ રાખવા તેને ભક્તિમાર્ગમાં નિઃસાધનભાવ કહેવામાં આવે છે.

આ નિઃસાધનભાવાત્મિકા ભક્તિ એ પ્રભુની પુષ્ટિના રૂપમાં જે સાધન છે તેનો જ વ્યાપાર બની શકે છે. અન્યથા આપણા હૃદયનું સામર્થ્ય એટલું નથી કે તે ભાવવાસ્તવિકતા આપણા હૃદયમાં સ્પષ્ટપણે આરૂઢ થઈ શકે! તેથી પુષ્ટિભક્તિનું એક પ્રમુખ લક્ષણ 'નિઃસાધનભાવાત્મિકા ભગવદાસક્તિ' પણ સમજવું જરૂરી છે. જે જીવાત્મામાં નિઃસાધનભાવાત્મિકા પુષ્ટિ–ભક્તિ પ્રકટ થઈ શકે છે, તેવા જીવને શ્રી મહાપ્રભુજી પુષ્ટિમાર્ગીય જીવ તરીકે સ્વીકારે છે. જે જીવમાં દુષ્ટ સાધનોનું આકર્ષણ વધારે છે તે કાં તો પ્રવાહમાર્ગીય જીવ છે કાં તો તેમાં પ્રવાહમાર્ગીય આવેશ છે. તેમજ જે જીવમાં પોતાના સત્સાધનોમાં ભગવાન કરતાં વધુ નિષ્ઠા છે તેને શ્રીમહાપ્રભુ મર્યાદામાર્ગીય જીવ તરીકે આલેખે છે.

જે જીવને પરમાત્મા ઉપર જ કેવળ પૂર્ણ નિષ્ઠા હોય, બાકી તેનાથી જે કાંઈ શકય હોય તે ધર્મ કરતો હોય અને જે શકય ન હોય તે ન પણ કરતો હોય (!) છતાંય કોઈ પણ રીતે ભગવદ્વિમુખ ન હોય, તેવા જીવને પુષ્ટિમાર્ગીય નિઃસાધન જીવ સમજવો જોઈએ. નિઃસાધનતાની ભાવભૂમિમાં પ્રભુની પુષ્ટિના બીજના વાવેતરથી થતો પાક, તે પુષ્ટિભક્તિનું સ્વરૂપ સમજમાં આવતાં ભગવત્કથા નવમ સ્કંધથી–દશમસ્કંધ તરફ આગળ વધી શકે છે.

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)







## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ પોષ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ પોષ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ડીસેમ્બર ૨૮ ૨૦૦૯ થી જાન્યુઆરી ૯ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-પોષ સુદ | સોમ | ડીસેમ્બર-૨૮ | **શ્રીપુત્રદા એકાદશી વ્રત।** |
| ૧૨-૧૩ | મંગળ | ૨૯ | |
| ૧૪ | બુધ | ૩૦ | |
| ૧૫ | ગુરુ | ૩૧ | (ખંડગ્રાસ ચન્દ્રગ્રહણ) વિવરણ ટિપ્પણીમાં પૃષ્ઠ ૨૮ ૫૨ જોવું. |
| ૧- પોષ વદ | શુક્ર | ૧ | |
| ૨ | શનિ | ૨ | |
| ૩ | રવિ | ૩ | |
| ૪ | સોમ | ૪ | |
| ૫-૬ | મંગળ | ૫ | |
| ૭ | બુધ | ૬ | |
| ૮ | ગુરુ | ૭ | |
| ૯ | શુક્ર | ૮ | |
| ૧૦ | શનિ | ૯ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**જે પોતાની મેળે માત્ર શ્રીહરિને માટે સર્વથા યત્નવાળો છે,**
**અને પ્રસંગને લીધે પણ પોતાને માટે (યત્નવાળો) નથી તે મહાભાગવત છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૦-૨)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૭

# પુષ્ટિમાર્ગ- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

***અત્રે જે લેખમાળામાં આપણે શ્રીગુરુદેવના વચનામૃતની અમૃતધારાનું પાન કરી રહ્યાં છીએ તે આપશ્રી દ્વારા કરેલ સેશન્સ ફોર યુ.એસ.એનાં ધ્વની મુદ્રણ પરથી લેખન કરેલ છે, જે જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરાના સર્વે સેવક-વૈષ્ણવોએ કરેલ છે. આપણે આ અલભ્ય વચનામૃતનું રસપાન કરીએ.***

ગતાંકથી આગળ .....

ધર્મ એક આઇસોલેટેડ નથી. પરંતુ ધર્મને આપણે પારિભાષિક અર્થમાં કહી શક્યા છીએ. તેનો ટર્મીનોલોજી યુઝ કરી રહ્યાં છીએ. એવું કહેવા માગીએ છીએ કે એવી ક્રિયાઓ, એવી ચેષ્ટાઓ મનની વાણીની અને દેહની કે જે મન, વાણી અને દેહનો પાઠ કરુ છું. નમામિ યમુનામહં સકલસિદ્ધિ હેતું મુદા....અને તે વખતે શ્રીયમુનાજીના ચરણારવિંદમાં ધ્યાન ધરી તમે તટસ્થનવકાનન પ્રકટ મોદ પુષ્પાંબુના કરી અથવા વર્ણનમાં નિતંબ તટસુંદરીં નમતકૃષ્ણ તુર્યપ્રિયાય...તેવું કરી તે વખતે શ્રીયમુનાજીના તટનું સૌંદર્ય તમારી દૃષ્ટિમાં, તમારી ચેતનામાં આવે અને પછી એ સ્વામિની સ્વરૂપને તમે આ ચિંતન કરશો.

કારણકે નિતમ્બ તટ સુંદરીં નમત કૃષ્ણ તુર્ય પ્રિયાય...એટલે ત્યાં જે તત્વરૂપી સૌંદર્યને શ્રીસ્વામિનીજીના સ્વરૂપનું વર્ણન શ્રીમહાપ્રભુજી એ કર્યું અને તેથી યમોऽપિ ભતિનીસુતાન્ કથમુ હન્ત દુષ્ટાનપિ....એટલે ભગિની સુતાને એ માતૃત્વ સ્થાપિત થયું. તે માતૃત્વના કારણે પોતાના માતાના અલૌકિક સૌંદર્યના વર્ણનમાં જે તમારી ચેતના ઉદ્બુદ્ધ થઇ ગઇ તે ચેતના તમારી વિનિવેશ થઇ ગયો. તે વખતે તે વાણી સહિત તમારા મન અને નમન એ વગેરેની જે ચેષ્ટાઓ થઈ રહી છે, તે ચેષ્ટાઓની ડાઈરેક્ટ બેનીફીશઆયરી તમારો ચેતન તત્ત્વ છે.

અને તેથી આપણે યમુનાષ્ટકના પાઠને કહ્યું કે આપણિ ધાર્મિક ક્રિયા છે. બીજા શબ્દોમાં કહીએ તો ધાર્મિક અનુષ્ઠાન છે. એ એક ધાર્મિક કૃત્ય છે. પાઠ કરવા જોઇએ અને એ પાઠ કરવાનો દંડો સીધો વાગે, એ આજના છોકરાઓને ગમતું નથી કે પાઠ કરવાનો દંડો માર્યો. તેથી દંડો કેમ કે તેવી વસ્તુને આપણે સમજી શકતા નથી, તે જીવનમાં ઉતારવાના ક્યાંથી ?

જેમકે કલ્ચર આપીએ છીએ. આપણું બાળક ખાવા-પીવામાં આખી થાળીને આખી લે તો હોય અને તેને વ્યવસ્થિત રીતે ન ખાતો હોય તો આપણે બે-ચાર વખત સહન કરી લઈશું, પછી કહીશું કે આ રીતે ન જમવું જોઇએ. મેનર્શથી ખાવું જોઇએ. ખાવા-પીવાના જે ફીઝીકલ એલીટ્સ છે તે કેવી રીતે ડીસાઇડ કરો છો આપ! પહેરવાના, ઓઢવાના, બેસવાના, ઉઠવાના, જવાના, બધા નિયમો કેવી રીતે સમજાવો છો.





દરેક વસ્તુઓ તમારા બાળકને, છોકરાઓને ખાસ કરીને છોકરીઓને પૂછી જુઓ કે એ બ્યુટીપાર્લરમાં શા માટે જાય છે ? હું ગંભીરતાથી કહું છું, આપની મજાક માટે નથી કહી રહ્યો. પરંતુ ગંભીરતાથી પૂછો કે બેટા તુ શા માટે જાય છે ? તું બે કલાક તારા સૌંદર્યને કંઇ પણ જે રૂપ તને પરમાત્માએ આપ્યું છે, તે રૂપમાં તું અભિવૃદ્ધિ કરવામાં તેવા સાધનોથી કે થોડા બે-ચાર-છ કલાક એ રૂપ વધુ દૈદીપ્યમાન થઇ જાય અને અમુક કે એવા ઉપાયો કરે છે કે તેનાથી જે અવસ્થાની અસર છે તે કદાચ કાલે દેખાતી હોય તો કાલે ન દેખાય.

તે બે-ચાર વર્ષ પછી દેખાવા લાગે. તે માટે તું આ સાધનો કરી રહી છે. તેનો મતલબ શું છે ? આનો મતલબ એક જ કે તારી ચેતનામાં સૌંદર્ય સાથે જે કંઇપણ લગાવ છે એટલે કે જે શૈશવ બ્યુટી છે, આપણે એથલેટીક કહીએ, તેને સૌંદર્યનો એક્સટેન્શન છે. ભલે પછી તે સેન્સ કોઇને ન આવડતી હોય. તે ગાંડી થઇ જાય. આપણે કહીએ કે તે ગાંડી છે, પણ જે ગાંડી તમોને ગાંડી લાગે તે પહેરી ઓઢી રાખેલી છે, તેને એટલી સેન્સ નથી એટલે એને ગાંડી નથી લાગતું. તેનો મતલબ કે કંઇ સૌંદર્યમાં વૃષ્ટિ કરી રહી છે.

એટલે તે કે જે આપણા સૌંદર્યના બોધનો એક્સટેન્શન છે. એવી જ એને એક વાત સમજાવવાની છે કે આ તારી ચેતનામાં રહેલો જે અસીમ સામર્થ્ય છે તે તારા આત્માના અસીમ સામથ્યનો એક્સટેન્શન છે. તે આ બધી ધાર્મિક પ્રક્રિયામાં છે. અને તેથી તારો જેમ સેન્સ ઓફ બ્યુટી સેટિસ્ફાઇડ થાય છે. તેવી જ રીતે સેન્સ ઓફ કોન્સીયસ્નેશ અને સેન્સ ઓફ વીકનેસ છે તારો સેટિસ્ફાઇ થવું જોઇએ. અને તે અંડરસ્ટેન્ડીંગ આપી છે. આ હું અત્યારની શાસ્ત્રની પરિશુદ્ધ ભાષામાં નથી કહી રહ્યો, પણ એક સમજાવવા માટે કહી રહ્યો છું. તે રીતે આ ગ્રાઉન્ડ લેવલ આપણે ધ્યાનમાં લેવું જોઇએ.

ધર્મમાં જ્યારે આપણે યમુનાષ્ટકનો પાઠ કરી રહ્યાં છીએ ત્યારે તે યમુનાષ્ટકનો જે લાભ છે તે યમુનાષ્ટકનો લાભ આપણા આત્માને મળી રહ્યો છે. ત્યારે અને જ્યારે કૃષ્ણાશ્રય કરી રહ્યાં છીએ તૂયારે તેનો લાભ આપણા આત્માને મળી રહ્યો છે. અને જે લાભ ઓલરેડી મળી રહ્યો છે તો તેના તમે તરતજ એના બેનીફીશ્યરી થઇ રહ્યાં છો. એટલે તમો પોતાની જાતને સમજાવો, તમારા બાળકોને સમજાવો, અને જે ધાર્મિક સમજ છે તેને સમજાવો કે પાઠ કરવાથી બીજી કંઇ અપેક્ષા તમે રાખો છો, બીજો શું લાભ તમને જોઇએ ? એટલે પોતે ભૂલી જાઓ કે તેના લાભ બીજા કોઇ બેનીફીટ હોય.

(...ક્રમશ:)

સંકલન:- જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર વતી દાસ ગોપાલ, વડોદરા

**શ્રીગુરુચરણના વચનામૃત સેસન્સ ફોર યુ.એસ.એમાંથી સાભાર**





## સ્વ-માર્ગીય સમજ

## અસમર્પિત ત્યાગ કરવામાં નડતી મુશ્કેલીઓ તથા તેનું નિરાકરણ.

**શિષ્ય :-** કૃપાનાથ! સર્વ કાર્યના પ્રારંભમાં સર્વ વસ્તુ શ્રીહરિને સમર્પવું, તથા અસમર્પિત વસ્તુનો સંસર્ગ છોડવાનું આપશ્રીએ જે નિરૂપણ કર્યું તે યોગ્ય છે. પરંતુ મારી દૃષ્ટિએ લૌકિક વ્યવહારમાં આ બધું નભવું ઘણું મુશ્કેલી ભર્યું લાગે છે. કારણકે વ્યવહારનાં બધાં કાર્યો કંઇ પ્રથમથી જાણી શકાતાં નથી. દૃષ્ટાન્ત તરીકે, ૧.) જ્વરાદિ કોઇ રોગ ઉત્પન્ન થયો, અને તેનું પથ્ય તે જ વખતે વૈદ્યે બતાવ્યું ત્યારે તેવા પ્રસંગમાં પ્રથમથી આપણે ખબર હોય નહિ કે પ્રભુને અર્પણ કરી રાખીએ ? તેમજ, ૨.) કોઇ પોતાના મુરબ્બી હોય કે જેનું વચન ઉલ્લંઘન કરી શકાતું ન હોય તેણે, અથવા પોતાના કોઈ નજીકના સમ્બન્ધીએ, વા પોતાના કોઈ પ્રિય શિષ્યે, સવિનય પોતાને ઘેર ભોજન કરવાનો આગ્રહ કર્યો, અથવા વસ્ત્રાલંકાર પહેરાવ્યાં, તેવા સંયોગોમાં, તેમજ ૩.) પોતે કોઈ શેઠ યા રાજાને ત્યાં નોકર હોય અને નોકરીને અંગે પોતાના માલિકને ત્યાં ગયો હોય અને તે અત્યાગ્રહપૂર્વક યા હઠપૂર્વક પોતાને ત્યાં જમવા બેસાડે, અથવા વસ્ત્રાલંકાર પહેરાવે તે સમયે તેમને નિષેધ તો કરી શકાય નહિ, એટલે ભોજન કરવું પડે, અને વસ્ત્રાલંકાર પણ પહેરવા પડે, ત્યારે તેવા સંયોગોમાં અસમર્પિત વસ્તુનો સંસર્ગ છોડવાનું શી રીતે નભાવવું, તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ :-** પ્રશ્ન તારો ખૂબજ યોગ્ય છે. તો સમજ. તે જે જણાવ્યું, તે મુજબના સંયોગોમાં અસમર્પિત વસ્તુનો સંસર્ગ થાય ખરો, પરંતુ તેવા સંયોગોમાં ભોજન કરવું પડે, અથવા વસ્ત્રાલંકાર પહેરવા પડે તો ઘેરે આવીને શ્રીપ્રભુ પાસે દીનતાપૂર્વક વિજ્ઞપ્તિ કરવી કે ‘આવી રીતે પરાધીનપણાને લઈને મારે અમુકને ત્યાં અસમર્પિત પદાર્થ લેવો પડ્યો, અથવા વસ્ત્રાલંકારે પહેરવા પડ્યા’. આવિ રીતે ઉપલા સંયોગોમાં પાછળથી પણ શ્રીપ્રભુને વિજ્ઞપ્તિ કરી દેવામાં આવે તો અસમર્પિત વસ્તુનો સંસર્ગ કરવામાં જે દોષ પ્રાપ્ત થાય છે તે તેમના ઉપર લાગું પડતો નથી.

દૃષ્ટાન્ત તરીકે જેમ કોઇ રાજાનો યા શેઠનો નોકર હોય તેણે બધાં કાર્યો પોતાના માલિકની આજ્ઞા મેળવીને જ કરવાં જોઈએ, અને તે પ્રમાણે તે કરતો પણ હોય, પરંતુ કોઇ સમય પોતાના માલિકને પુછવાનો સમય તેને ન મળ્યો, અથવા પુછવા જાય તેટલાં તે કાર્ય બગડી જતું હોય તો તેવા સંયોગમાં તે કાર્ય કરીને પણ પોતાના માલિકને જાહેર કરે, તો પણ તે અપરાધી ગણાતો નથી, પ્રત્યુત માલિકની આજ્ઞાનુસાર જ કાર્ય કરનારો ગણાય છે, તેમ અત્ર પણ સમજવું.

અર્થાત્ નિષ્કપટ સેવક જેમ કાર્યની પહેલાં અથવા પછીથી પોતાના માલિકને તે કાર્યની જાણ કરે છે તેમાં તે દોષિત ઠરતો નથી, તેજ પ્રમાણે અસમર્પિત વસ્તુ કદાપિ ન જ લેનાર ભક્તને કદાચિત્ પરાધીનપણાને લઈને અસમર્પિત લેવાનો પ્રસંગ આવે તો પણ પાછળથી શ્રીઠાકોરજી આગળ વિજ્ઞપ્તિ કરી દેવાથી તે દોષિત ઠરતો નથી. એ જ અભિપ્રાયથી શ્રીમદાચાર્યચરણ સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે -





**સેવકાનાં યથા લોકે વ્યવહાર: પ્રસિદ્ધ્યતિ ।**

**તથા કાર્યં સમર્પ્યૈવ સર્વેષાં બ્રહ્મતા તત: ।।**

અર્થ : નિષ્કપટ રીતે સેવા કરનારા સેવકો પોતાના શ્રીગુરુદેવને અથવા પોતાના ધણીને કાર્ય કરતાં પહેલાં અથવા પછી અથવા બન્ને સમયે વિજ્ઞાપના કરે છે, તેમ, સમર્પણ કરીને બધો વ્યવહાર કરવો. તેથી સર્વની - દેહ, ઈન્દ્રિય, પ્રાણાદિકની-બ્રહ્મરૂપતા સિદ્ધ થાય છે.

## બ્રહ્મ અને જીવના સમ્બન્ધનો વિચાર.

**શિષ્ય :-** ગુરુદેવ! મને એક મનમાં શંકા છે. આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો. કૃપાનાથ! જીવ અને બ્રહ્મનો અંશાંશિભાવરૂપ સમ્બન્ધ તો પ્રથમથી છે જ, તો પછી 'બ્રહ્મસમ્બન્ધ' લેવાથી જીવનો કયો સમ્બન્ધ બ્રહ્મની સાથે થાય છે તે કૃપા કરીને આજ્ઞા કરો.

**ગુરુદેવ :-** 'બ્રહ્મસમ્બન્ધ'થી જીવનો બ્રહ્મની સાથે કોઈ નવીન સમ્બન્ધ થતો નથી, પણ ભગવદ્ શક્તિ અવિદ્યાએ જીવને પોતાનો ભગવાન્ સાથેનો અંશાંશિભાવસમ્બન્ધ જે ભૂલાવી દીધેલો છે, તેનું પુન: સ્મરણ કરાવવામાં આવે છે. અતએવ, શ્રીહરિરાયચરણોએ શ્રીયમુનાષ્ટકની ટિપ્પણમાં આજ્ઞા કરી છે કે :

**અસ્મદાચાર્યવર્યાસ્તુ બ્રહ્મસમ્બન્ધકારણાત્ ।**

**તાપક્લેશપ્રદાનેન નિજાનાં ભાવવર્ધકા: ।।**

અર્થ :- આપણા શ્રીમદ્ વલ્લભાચાર્યશ્રી તો બ્રહ્મસમ્બન્ધ કરાવીને તાપ-ક્લેશનું પ્રદાન કરી નિજજનોના ભાવને વધઅરે છે. અર્થાત્ અગણિત વર્ષો થયાં જીવ ભગવાનથી વિખૂટો પડ્યો છે, પણ અવિદ્યાએ કરી તે પોતાનું સ્વરૂપ-ભગવદ્દાસ તરીકેનું-ભૂલી ગયેલો હોવાથી પોતાને ભગવદ્વિયોગથી થવો જોઈતો તાપ-ક્લેશાનંદ થતો નથી, તેથી ગુરુદેવ, બ્રહ્મ એટલે ભગવાન સાથેનો જીવનો સમ્બન્ધ-સ્વસ્વામિભાવ-વા અંશાંશિભાવ-ભગવાનની સમક્ષ લઈ જઈ સ્મરણ કરાવી આપે છે. તે એટલા માટે કે તે સમ્બન્ધ જો તેને સ્મરણ કરાવી આપવામાં આવે તો તાપ-ક્લેશાનન્દ પણ સ્ફૂરે, અને તાપ-ક્લેશાનન્દ સ્ફૂરે તો તે પ્રભુ-કે જેની સાથે પોતાના સમ્બન્ધ પ્રથમથી જ છે તે-ને મળવાનો પ્રયત્ન પણ કરે, અને સાંસારિક પદાર્થોમાંથી પોતાનો સમ્બન્ધ-કે જે પાછળથી પોતાના અજ્ઞાનથી કલ્પેલો છે-તે હટાવી લે.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી સાભાર...





# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**બુદ્ધિ-પ્રેરક-કૃષ્ણસ્ય´ પાદપદ્મં પ્રસીદતુ ।।**

**ધ્યાનાડસમર્થ-જીવાનામસ્માકં સર્વદા સ્વતઃ ।। ૧૧ ।।**

બુદ્ધિપ્રેરક : બુદ્ધિને પ્રેરિત કરનાર

કૃષ્ણસ્ય : ભગવાન શ્રીકૃષ્ણના

પાદપદ્મં : ચરણકમલો

પ્રસીદતુ : (મારા ઉપર) પ્રસન્ન હોજો

ધ્યાનાડસમર્થ : તેઓશ્રીનું ધ્યાન કરવામાં અસમર્થ

જીવાનાં : (પામર) જીવોના

અસ્માકં : અમારા જેવા

સર્વદા[૧] સ્વતઃ[૨] : સર્વદા[૧] પોતે જ[૨] (કૃપારૂપ હોજો)

**ધ્યાન કરવાને અસમર્થ એવા અમે આ જીવો ઉપર બુદ્ધિને પ્રેરનાર ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમલ સ્વતઃ (આપમેળે) હમેંશાં પ્રસન્ન રહો.**

મંગલાચરણનો આ શ્લોક આપણને શ્રીભાગવત પર શ્રીમહાપ્રભુજી વિરચિત તત્ત્વાર્થદીપ નિબન્ધના શ્રીભાગવતાર્થ પ્રકરણમાં પ્રાપ્ત થાય છે. શ્રીભાગવતાર્થ પ્રકરણના પાંચમાં સ્કન્ધના પ્રથમમાંજ આ શ્લોક પ્રકટ કરેલ છે. ઉદ્દેશ્ય પ્રકટ કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે આ સ્કન્ધમાં ભગવાનની અલૌકિક સ્થાનલીલાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આજના આપણા જેવા અસમર્થ જીવો ઉપર શ્રીમહાપ્રભુજીની કાનીથી આપણી બુદ્ધિને પ્રેરનાર શ્રીકૃષ્ણનાં શ્રીચરણકમલનું અહર્નિશ ધ્યાન રહે અને તે પણ જીવબલે નહીં, પરંતુ આપમેળે (સ્વતઃ) પ્રાપ્ત થાય, અને સદૈવ શ્રીપ્રભુ આપણી ઉપર પ્રસન્ન રહે.

શ્રીમહાપ્રભુજી આપણને સૌ પ્રથમ તો ષોડશ ગ્રંથના કૃષ્ણાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરી છે કે આજના કલિકાલમાં સર્વ માર્ગો નષ્ટ પ્રાયઃ થયા છે, કલિકાલમાં સર્વ ધર્મોને નષ્ટ કર્યા છે, પાખંડ સર્વત્ર ફેલાયેલું છે, ત્યારે આપણા માટે એક માત્ર સાધન કહો કે માર્ગ કહો તે કેવળ શ્રીકૃષ્ણજ આપણી ગતિને સ્વીકારશે, કરશે. શ્રીકૃષ્ણજ આ કલિયુગમાં એક માત્ર ફલ પ્રદાતા છે. હવે કોઈક વાદીને શંકા થાય કે શ્રીકૃષ્ણ જ જો ફલદાયક છે તો આપણા શાસ્ત્રોમાં તો અનેક કૃષ્ણ નામધારી મહાનુભાવો છે. તો પછી અમારે કયા શ્રીકૃષ્ણને ભજવું, જે અમારી બુદ્ધિને સદૈવ સન્માર્ગ તરફ પ્રેરિત કરે? જેમકે શ્રીભાગવતજીને પ્રકટ કરતા મહર્ષિ વેદવ્યાસજી પણ કૃષ્ણદ્વૈપાયન છે. પૌંડ્રીક કૃષ્ણ પણ છે, ચાર વ્યુહ શ્રીકૃષ્ણ સ્વરૂપ છે, તો પછી સાચા શ્રીકૃષ્ણ કયા?





શ્રીમહાપ્રભુજી શાસ્ત્રાર્થ પ્રકરણ નિબંધના પ્રથમ શ્લોકને મંગલાચરણ તરીકે પ્રકટ કરે છે, અને ત્યાં આપશ્રી આજ્ઞા કરે છે કે:

**નમો ભગવતેતસ્મૈ કૃષ્ણાયાદ્ભુતકર્મણે ।।**

કલિકાલમાં મલિન બુદ્ધિવારા જીવો શ્રીભાગવતને ઠીક-ઠીક જાણી શકે તેવા નથી. તો શ્રીભાગવતના સાચા અર્થને યથાર્થ સ્વરૂપે જાણવા માટે શ્રીકૃષ્ણના મુખગ્નિરૂપ શ્રીમહાપ્રભુજીને પ્રકટ કર્યા અને આપશ્રી દ્વારા અનેક ગ્રંથો પ્રકટ કર્યા. શ્રીમહાપ્રભુજી આપણા જેવા આજના જીવોને આજ્ઞા કરે છે કે વેદ, ગીતા, વ્યાસસૂત્ર, શ્રીભાગવત તે આપણા માર્ગનાં સિદ્ધાંતનું વર્ણન કરે છે. શ્રીમહાપ્રભુજી શાસ્ત્રાર્થ પ્રકરણ નિબંધમાં પ્રથમ ગ્રંથમાં નમો ભગવતે...કહી મંગલાચરણ કરે છે.

શ્રીમહાપ્રભુજી પ્રથમ ગ્રંથના આરંભમાં ભગવાનને નમન કરે છે. જીવો ભગવાનને નમન વિના બીજા કયા સાધનથી પ્રસન્ન કરી શકે? વંદન ભગવાનને ઘણુંજ વહાલું લાગે છે. અને જે શ્રીપ્રભુને ગરુડનું આસન છે, જેમને કૌસ્તુભમણિ જેવું આભૂષણ છે, જે શ્રીલક્ષ્મીના પતિ છે, અને જે સાક્ષાત્ વાગીશ છે તેવા વૈભવ અને પ્રભાવવાળા પ્રભુને પ્રસન્ન કરવા વંદન વિના કંઇ ન કરી શકીએ, નમન કરવાથી સર્વ રીતે પ્રસન્ન થાય છે.

અને નમન પણ કોને કરાય? જે પુરુષોત્તમ પરમ પરિપૂર્ણ સર્વથી પર પૂર્ણકલા સ્વરૂપ અખંડ જગદ્ ઉદ્ધાર કરવા માટે સારસ્વત કલ્પમાં પ્રકટ થયા તે કૃષ્ણ કહેવાય, તેમનેજ નમન થાય. એવું કેમ કહી શકાય? જેમનામાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય આ છ ધર્મને હોય તેને ભગ કહેવાય. અને એ છ ધર્મવાળા પ્રભુને ભગવાન્ કહે છે. તેમને લોકવેદમાં પુરુષોત્તમ શબ્દથી ઉપમા દેવાય છે.

પણ આજનો કલિકાલ ખૂબજ પ્રભાવિત છે, તો પછી શું શ્રીકૃષ્ણ સાર્થક કેવી રીતે થઇ શકે? અસાધનને સાધન કરે એવા આ પ્રભુનાં અદ્ભૂતકર્મ છે. કામથી ગોપીજન, ભયથી કંસ, દ્વેષથી શિશુપાલ તરી ગયા. આ અદ્ભૂત કાર્ય કૃષ્ણાવગારમાં કર્યું. કામ, ક્રોધ, ભય એ અસાધનને સાધન કરી દયાળુ પ્રભુએ તેમને તાર્યા છે. વિષ ભરેલા સ્તનપાન કરાવનારી પૂતનાને માતૃગતિ આપી છે. અસાધનને પણ પોતાના સંબંધથી સાધન કરનાર કૃપાલુ પુષ્પિપુરુષોત્તમ શ્રીકૃષ્ણ દૈવીજીવોના ઉદ્ધારાર્થે પ્રકટ થયા છે. ઉપર પ્રમાણે અવિહિત ભક્તિ દ્વારા સર્વનો ઉદ્ધાર કરે, પ્રભુરૂપ અને નામથી જગત્માં ક્રીડા કરે છે. લીલા એટલે અનાયાસે જે પ્રભુ ક્રિયા કરે તે લીલા. ભગવાન્ પોતે જ આ જગતરૂપ થયા છે. નામ અને રૂપ સ્વરૂપે પોતે જ થયા છે.

શ્રુતિ કહે છે કે સર્વરૂપ અને નામને પ્રકટ કરી પ્રભુ જગત્માં ક્રીડા કરે છે. જગત્માં રૂપ અને નામ બન્ને સત્ય છે. ભગવાન નામાંશથી અને રૂપાંશથી જગત્ના વ્યવહારમાં આવે છે. આ પ્રમાણે જાણવાથી જીવો મુક્ત થશે. ભક્તિથી સિદ્ધ થતું સ્વતંત્ર ફલ ભગવત્ સ્વરૂપાત્મક છે. તેથી ભક્તને ભગવાનના સાક્ષાત્ સ્વરૂપનો લાભ મળે છે. 'કૃષ્' ધાતુ સત્તાવાચક છે. 'ણ' આનંદવાચક છે એટલે સદાનંદ પરબ્રહ્મ કૃષ્ણ એવો અર્થ થાય છે. આ વચન આપણને ગોપાલતાપનીય ઉપનિષદ્માંથી પ્રાપ્ત થાય છે.

અંશાવતારમાં કૃષ્ણ શબ્દનો પ્રયોગ આવે છે પણ તે ગૌણ સમજવો. મુખ્ય કૃષ્ણ નામ એમનોજ હોય જે સ્વયં કૃપા કરી જગતને વિના સાધન ઉદ્ધાર કરવા આપ્ત કામ અખંડ પૂર્ણ પરબ્રહ્મ અગ્નિની જેમ માયા દૂર કરી પોતાનું સ્વરૂપ પરિચય કરાવે છે. હા, અંશ-કલાવતાર પણ જીવનો ઉદ્ધાર કરે છે, પરંતુ ધર્માદિ સાધન બતાવીને જીવનો ઉદ્ધાર કરે છે. કેમકે શ્રીગીતામાં શ્રીકૃષ્ણે સ્વયં આજ્ઞા કરી છે કે **ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિયુગેયુગે**। આપણે એ કૃષ્ણને ભજીએ છીએ જે શ્રીયશોદોત્સંગ લાલિત છે. શ્રીગોપીજનવલ્લભ છે. ધર્મનું આજના કલિકાલમાં પણ સંસ્થાપન કરવા શ્રીવલ્લભ સ્વરૂપે પ્રકટ થયા છે. એટલે કે આજના યુગે શ્રીવલ્લભ સ્વરૂપે પ્રકટ થયા છે.

જ્યારે શ્રીમહાપ્રભુજી શ્રીજગન્નાથજી પધાર્યા ત્યારે ત્યાં વિવાદ ચાલતો હતો. અને તે વિવાદને શમન કરવા શ્રીમહાપ્રભુજીએ શ્રીજગન્નાથજી સન્મુખ સૌ ઉપસ્થિત વાદિઓની સહમતિથી ચાર પ્રશ્નો મંદિરના ગર્ભધ્વારમાં પધરાવ્યાં. અને થોડાક સમય બાદ જ્યારે મંદિરનો દ્વાર ખુલ્યો ત્યારે પ્રશ્નોના ઉત્તર શ્રીજગન્નાથજી દ્વારા પ્રકટ કર્યા, જે નો ઉત્તર શ્રીમહાપ્રભુજીએ નિબન્ધ ગ્રંથના પ્રથમ પ્રકરણ એટલે કે શાસ્ત્રાર્થ પ્રકરણના ચોથા શ્લોકમાં પ્રકટ કર્યો છે.

**એકં શાસ્ત્રં દેવકી પુત્રગીતમ્ એકો દેવો દેવકીપુત્રએવ ।।**

**મન્ત્રોઽપ્યેકસ્તસ્ય નામાનિ યાનિ કર્માપ્યેકં તસ્ય દેવસ્ય સેવા ।। ૪ ।।**

શ્રીજગન્નાથજી જ્યારે આ શ્લોક પ્રકટ કરે છે તે આપશ્રી આજ્ઞા કરે છે કે દેવકી પુત્ર શ્રીકૃષ્ણની આજ્ઞા કરી જે શ્રીગીતાજી છે તે જ શાસ્ત્ર છે, દેવકી પુત્ર શ્રીકૃષ્ણ જ એકમાત્ર દેવ છે, શ્રીદેવકીપુત્રના જેટલા નામ છે તેજ મહામંત્ર છે, અને દેવકીપુત્ર શ્રીકૃષ્ણની સેવા જ જીવનું કર્મ છે. તેથી આજના કલિકાલના પ્રભાવથી જ્યારે દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર અને કર્મ આ ષટ્સાધન પુરુષાર્થ સિદ્ધ કરવાવાળા હવે નથી રહ્યાં, ત્યારે એટલું શ્રીમહાપ્રભુજી આપણને આસ્વાસન દે છે કે ભક્તનું ભગવાનજ સર્વસાધનરૂપ છે, દેશાદિક ષટ્સાધન તથા ચાર પ્રકારના પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) ભગવાનજ છે. અને ભગવાન પરબ્રહ્મ પરમેશ્વર પુરુષોત્તમ શ્રીકૃષ્ણ જ છે.

તેથી આજના કલિકાલમાં જો કોઇ સર્વ સામર્થ્ય સહિત છે, તો તે કેવળ શ્રીકૃષ્ણ જ છે. તેથી શ્રીકૃષ્ણના સામર્થ્ય વડે સર્વ કાંઇ થઇ શકે છે. તેથી આવા કલિકાલમાં જ્યારે જીવનું પોતાનું તો કોઇ સામર્થ્ય હોતું નથી, અને ધ્યાન ધરવાને પણ અસમર્થ છે, એવા પર શ્રીકૃષ્ણ આવા અસમર્થ જીવોની બુદ્ધિના પ્રેરનાર છે, તેમને આપણે સદૈવ પ્રસન્ન કરીએ, તે આપણી પર સદૈવ પ્રસન્ન રહે.

સદૈવ શ્રીગોકુલેશ જપેત્ મન કરું પરનામ ।

અંતઃકરણ રાય બિરાજત મંગલાચરણ કરી કામ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*અત્રે હવે આ મંગલાચરણનું ક્રમશ સંકલન પૂર્ણ થાય છે. જો કોઇ ત્રુટી રહી હોય અથવા ક્યાંક અમારાથી અતિરેકને કારણે કોઇ ભૂલ થઇ હોય તો પોતાનો જ સમજી ક્ષમા શ્રીવલ્લભ ક્ષમા કરશે. આ અલ્પ પ્રયાસ સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી જનો માટે ઉપયોગી નિવળે અને શ્રીવલ્લભના સાચા સેવક બનવામાં સહાયક થાય, એજ અલ્પ પ્રયાસ.....*





# કર્તા અને ભોકતા

**(લેખક : તારાચંદ ગોવર્ધનદાસ પારેખ.)**

**આત્મા અકર્તા છે** :- જ્યારે કોઈ માણસ કંઈ હલકું કૃત્ય કરે છે, ત્યારે લોકો કહે છે કે : 'તેનો જીવ કેવો અભાગીઓ છે?' એટલે કે તેઓ જીવ ઉપર આક્ષેપ મુકે છે. પરંતુ આમ કહેવામાં તેઓની સમજ ફેર છે. કારણકે જીવ તો તદ્દન નિર્દોષ છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે : **યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ**। અર્થ : આત્માને જેઓ અકર્તા જુએ છે, તે જ જુએ છે; એટલે કે જેઓ આત્માને અકર્તા ધારે છે તે જ ખરેખરી બુદ્ધિ વાપરે છે.

**આત્મા પરમાત્માનો અંશરૂપ છે અને તેથી નિર્દોષ છે**: સાધારણ રીતે ગંગા નદીનું પાણી પવિત્ર મનાય છે, છતાં તે મદિરાથી ભ્રષ્ટ થયેલા ઘડામાં પડ્યું હશે તો તેનું કોઈ પણ માણસ પાન કરશે નહિ; વળી વધારે અજાયબી ભરેલું તો એ છે કે ગમે તેવી તૃષાથી પીડાતો હશે તો પણ કોઈ માણસ તેને અડકવાનુંએ યોગ્ય ધારશે નહિ. આ દોષ પાણીનો નથી. પરંતુ પાત્રનો છે. કારણકે ગંગોદકનું પણ કરવાને માટે તો માણસો ખર્ચ કરીને પણ ગંગા કિનારે જાય છે. તેમ જ પરમાત્મા ગુણ અને કલ્યાણના ભંડારરૂપ છે. તેમાંથી થોડો થોડો ભાગ (અંશ) લઈ જુદા જુદા શરીરમાં મુકવામાં આવેલો છે.

આ વિષયને સમજવા માટે આપણે ઐતિહાસિક પ્રસંગને જોઈએઃ - જ્યારે ધર્મરાજાએ (યુધિષ્ઠિરે) ચક્રવર્તિપદ ધારણ કર્યું, ત્યારે ઈન્દ્રપ્રસ્થમાં અનેક રાજા-મહારાજાઓની એક મોટી સભા મળી હતી. રાજસૂય યજ્ઞના નિયમ પ્રમાણે અધિપતિ પદ ધારણ કર્યાને વળતે દિવસે સર્વ રાજાઓને અર્ઘ્ય આપવાને રાજા યુધિષ્ઠિરે ફરીને સભા ભરી. તે વખતે પ્રથમ અર્ઘ્ય કોને આપવો, અને પ્રથમ પૂજા કોની કરવી? એવો પ્રશ્ન રાજાએ ભીષ્મપિતામહને પૂછયો.

વિચાર કરતાં કરતાં છેવટે શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રથમ પૂજા કરવી એમ ઠર્યું. આ ઠરાવ પ્રસિદ્ધ થતાં વાર જ ચેદિદેશનો રાજા શિશુપાળ ગુસ્સે થયો અને શ્રીકૃષ્ણને ગાળો ભાંડવા લાગ્યો. અનેક શબ્દો સાંભળ્યા પછી શ્રીકૃષ્ણે પોતાનું ચક્ર તેનો શિરચ્છેદ કરવાને મુક્યું. તુરતજ શિશુપાલનું મસ્તક ધડથી જુદું થઈ ગયું અને તેના શરીરમાંથી તેજ નિકળ્યું. આ તેજ અહીં તહીં ભટક્યું અને અંતે શ્રીકૃષ્ણના ચરણમાં પડી તેમના મુખમાં સમાઈ ગયું. આ જોઈ યુધિષ્ઠિરને શંકા થઈ અને તેણે પિતામહને પૂછ્યું કેઃ- શિશુપાલ આવો દુષ્ટ છતાં તેના શરીરનું તેજ પ્રભુના શરીરમાં કેવી રીતે પ્રવેશી શકે?

ભીષ્મે તેના પૂર્વ જન્મનું વૃત્તાંત કહ્યું અને વળી સાંત્વન કરતાં જણાવ્યું કે સર્વ આત્મા પરમાત્મામાંથી અંશરૂપે જુદા પડેલા છે અને આખરે પરમાત્મામાં જ મળી જવાના છે. વળી **સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠંતં પરમેશ્વરમ્**। (ગીતા) એટલે સર્વ પ્રાણીમાં એક સરખો પરમેશ્વર રહેલો છે. હવે પરમેશ્વર નિર્દોષ છે માટે તેનો અંશરૂપ આત્મા પણ નિર્દોષ છે અને જ્યારે આત્મા નિર્દોષ ઠરે છે ત્યારે તેના ઉપર આક્ષેપ મુકવો તે ખોટું કહેવાય.

**મન કર્તૃ છે** :- જ્યારે આત્મા નિર્દોષ છે એવો નિશ્ચય ઉપર આવીએ ત્યારે સ્વાભાવિક રીતે એવો વિચાર ઉઠે કે આત્મા સિવાય બીજું કોઈ પણ તત્ત્વ હોવું જોઈએ કે જે સર્વ કૃત્ય કરે છે. માત્ર અલ્પ વિચારથી જ સુઝી શકશે કે કોઈ પણ જાતનું સારૂં યા નઠારૂં કૃત્ય કરનાર મન છે અને માણસને બંધન અથવા મુક્તિનું કારણ મન છે. ઉપનિષદ્માં પણ કહ્યું છે કેઃ **મનઃ એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયોઃ** ।। અર્થઃ માણસને બંધન અથવા મુક્તિનું કારણ મન છે. વાક્યના ભાવાર્થ બે છેઃ





૧. બંધન અથવા મુક્તિ મન વડે લાગે છે એટલે કે જો માણસ દુ:ખમાં હોય છતાં સુખ માને એટલે સંતોષ વૃત્તિ રાખે તો સુખી છે; અને સુખિ છતાં અસંતોષ રાખે તો દુ:ખી છે.

૨. માણસને બંધન અથવા મુક્તિ કરાવનારૂં મન છે. એટલે કે મન વડે સારા વિચાર કરી સારૂં આચરણ કરે તો માણસ સુખી થાય છે અને ખરાબ વિચાર કરી ખરાબ કૃત્ય કરે તો દુ:ખી થાય છે. બીજો ભાવાર્થ વિષયને લગતો છે, માટે આ જગ્યાએ તે લેવાનો છે. વળી લોક વાયકા પણ એવી છે કે: મન મેલું મન રાંક ભલું ભુંડું મનનો વાંક.

**મનની સત્તા** :- મનુષ્યને દશ ઇન્દ્રિયો છે એમ ગણાય છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો( આંખ, નાક, કાન, જીભ એન ત્વચા) અને પાંચ કર્મેન્દ્રિયો (હાથ, પગ, વાણી, મળદ્વાર અને મૂત્રદ્વાર). જ્ઞાનેન્દ્રિયો વડે કોઇ પણ પ્રાણી અથવા પદાર્થ વિષેનું જ્ઞાન મેળવી શકાય છે, અને કર્મેન્દ્રિયો વડે કર્મ કરી શકાય છે. જુદી જુદી ઇન્દ્રિયોના જુદા જુદા વિષય હોય છે અને તેમને મન તે વિષયો પ્રતિ લઇ જાય છે એમ મનની સત્તા દરેક ઇન્દ્રિયો પર રહેલી છે અને મન જે કરવા ઇન્દ્રિયોને પ્રેરે છે તે ઇન્દ્રિયો કરે છે.

**મન પર અંકુશ** :- આમ સર્વ ઇન્દ્રિયો પર મન સત્તા ચલાવે છે, તેથી જો મન પોતે જ અવળે રસ્તે ચાલનાર હોય તો ચોક્કસ તે ઇન્દ્રિયોને અવળે રસ્તે ચલાવે છે. મનને હાથીની ઉપમા આપેલી છે. જ્યારે હાથીને પકડવામાં આવે છે ત્યારે તેને ભૂખ્યો રાખવામાં આવે છે. અને આ રીતે તેને તાબે કરવામાં આવે છે. પછી ધીમે ધીમે થોડો થોડો ખોરાક આપે છે. અને જ્યારે પૂર્ણ રીતે આધીન થઇ જાય છે ત્યારે તેને પુરતો ખોરાક આપે છે. તે આધીન થાય છે તો પણ તેના પર પુરતો વિશ્વાસ છે ત્યારે અંકુશ લઇને માવત તેની ગરદન આગળ બેસે છે. આ રીતે જો કે મન પૂર્ણ રીતે આધીન થયું લાગે, તો પણ તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ. ટૂંકમાં તેના ઉપર અંકુશ રાખવો આવશ્યક છે. મન ચંચલ છે, તેથી વિશ્વાસ રાખવો નહિં.

**દેહ વડે મન કર્તૃ** :- દેહ વિના ઇન્દ્રિયોનું અસ્તિત્વ અસંભવિત છે, અને મનમાં એવા પ્રકારની કોઇ પણ શક્તિ નથી કે કોઇ પણ ઇન્દ્રિયની ગેરહાજરી માં તેનું કામ બજાવી શકે. દાખલા તરીકે એક માણસ જન્મથી મુંગો છે. તેનું મન તો બોલવાને માટે બહુ તલ્પે છે, પણ તેનાથી કાંઇ બોલી શકાતું નથી, માટે મન એકલું કંઇ પણ કાર્ય કરી શકતું નથી. પણ કામ કરવાને માટે ઇન્દ્રિયોની જરૂર પડે છે અને ઇન્દ્રિયો દેહની સાથે જ ઉત્પત્તિ અને લય પામે છે. માટે કન કર્તા ખરૂં પણ દેહની સહાયથી જ.

**દેહ વડે મન ભોક્તૃ** :- ઘણાક માણસોનું એમ ધારવું છે કે માણસ મરણ પામે છે ત્યારે યમના દૂત તેને લઇ જાય છે. પછી ધર્મરાજા પાપપુણ્યનો હિસાબ કરે છે અને જો પાપી હોય તો તેને બહુ જ માર મારવામાં આવે છે. પણ તદ્દન એમ નથી. માણસ મરે છે ત્યારે દેહ તો અહીં પડ્યો રહે છે, તો પછી માર ખાનાર કોણ ? ખરી રીતે તો એમ મનાય છે કે જ્યારે જીવ દેહનો ત્યાગ કરે છે કે તરત જ બીજા શરીરમાં પ્રવેશ કરે છે અને પછી જો સારાં કૃત્ય કર્યો હોય તો તે જીંદગીમાં સુખી રહે છે અને ખરાબ કૃત્ય કર્યા હોય તો દુ:ખી થાય છે.

કોઇ માણસ બિમારી ભોગવે છે તો એનો અર્થ એમ નથી કે કુદરત તેના પર ગુસ્સે છે અથવા ઇશ્વર તેનાથી નારાજ છે, પણ તેનો અર્થ છે કે આ અથવા બીજી જીન્દગીમાં કરેલાં પાપકૃત્યની એ શિક્ષા છે. કારણકે દેહ વડે કૃત્ય થાય છે તો દેહ ભોગવે છે અને કૃત્ય કરતી વખતે મન તેને વારતું નથી માટે આવે વખતે મનને દુ:ખ સહન કરવું પડે છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯. શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### ગુરુ કેવા હોય ?

(ગુરુ કેવા કરવા જોઇએ, એના સંબંધમાં શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં જેવી રીતે આજ્ઞા કરી છે તેવી રીતે શ્રીહરિરાયજી પણ અહીં આજ્ઞા કરે છે: -)

गुरुश्च भक्तिमार्गीयः कृष्णसेवापरायणः ।

श्रीभागवततत्वज्ञो दम्भादिरहितो नरः ।। ४९ ।।

ગુરુ ભક્તિમાર્ગને અનુસરનારા હોવા જોઇએ, વળી શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ હોવા જોઇએ, તેમજ શ્રીભાગવતના તત્ત્વને જાણનારા અને દંભ-ડોળ વગેરેથી રહિત એવા તેમજ પુરૂષ (સ્ત્રી નહિ) હોવા જોઇએ. ૪૯

(ઉપર જણાવેલા ગુરુ ન મળે તો કેમ કરવું એ આપશ્રી જણાવે છે:- )

तदभावे तथाभूतोपदेशेशोऽत्र नियामकः ।। ४९.५ ।।

ઉપર જણાવેલા સદ્ગુરુ ન હોય તો એવા સદ્ગુરુએ જે ઉપદેશ કરેલો હોય તે પ્રમાણે ચાલવાથી સર્વ કાર્ય સિદ્ધ થશે જ. અર્થાત્ ઉપર જેમનું સ્વરૂપ વર્ણન કરવામાં આવ્યું છે તેવા ગુરુના અભાવમાં એવા ગુરુએ જે ઉપદેશ આપેલો હોય તે જ નિયમરૂપ છે એમ માનવું. નિયમમાં રાખનાર ગુરુ ન હોય તો એમના ઉપદેશને નિયામક તરીકે માનવો. ૪૯.૫

अथाधुनिकतीर्थानामतथाभुततोऽपि हि ।। ५० ।।

उपदेशस्तथाभुतगुरोरिव फलिष्यति ।।

यदि दुःसङ्गदोषेण नान्यथा चेद् भवेन्मतिः ।। ५१ ।।

હવે જો આધુનિક તીર્થરૂપ ગુરુઓ ઉપર જણાવેલા ગુરુ જેવા નથી તો પણ એઓ જ ઉપદેશ આપે છે તે તો પહેલાં વર્ણવેલા સદ્ગુરુએ જ કરેલો ઉપદેશ આપે છે, માટે હાલના ગુરુઓ એવા ન હોવા છતાં પણ એમની પાસેથી જો ઉપદેશ લેવામાં આવે તો એ ઉપદેશ, જો દુ:સંગરૂપી દોષથી બુદ્ધિ ભ્રમિત થઇ નહિ હોય તો, પહેલાં બતાવેલા મુખ્ય સદ્ગુરુના ઉપદેશની જેમ જ ફળશે. જો ખરાબ પુરુષોની સંગતિથી બુદ્ધિ દુષ્ટ થઇ હશે તો એ ઉપદેશ ફલિત થશે નહિ. ગુરુ ગમે તેવા હોય પણ એઓ જે ઉપદેશ આપે છે તે ઉપદેશને પ્રકટ કરનારા ગુરુ કેવા છે એ જ વિચારવું જોઇએ, અને દુ:સંગથી બચવું જોઇએ. ૫૧





(આધુનિક ગુરુઓ પૈકી પણ કોઇ એક એવા ગુણવાળા એક વાર ન જણાતા હોય તોયે એવા ગુરુ પાસેથી મળેલો ઉપદેશ તો ફલદાયક છે જ. ફક્ત ભય છે દુ:સંગનો. દુ:સંગ દ્વારા મતિ ભ્રષ્ટ થાય તો એ ઉપદેશ આ જન્મપૂરતો ફલદાયક નથી થતો એટલુંજ, બાકી શ્રીવલ્લભકુલના બાલકના મુખરવિન્દ પાસે જેણે કાન ધર્યો છે તેનું અનિષ્ટ તો કદી થતું નથી, એટલું જ નહિ, પરંતુ એનું ઇષ્ટ આ જન્મમાં બીજા જન્મમાં અવશ્ય થાય છે. नहि कल्याणकृत कश्चिद् दुर्गर्ति तात गच्छति।)

सेवाया यस्ताद्दग्गुरूमोक्त: परो विधि: ।।

स एव सर्वथा नान्य: कल्पित: फलसाधक: ।। ५२ ।।

સેવા વિશે પણ જેવો વિધિ એવા ગુરુએ કહ્યો હોય તે જ વિધિ સમજવો. ઉપર જણાવેલાં લક્ષણો જેમાં હોય તેવા ગુરુશ્રીએ સેવાની જે પ્રણાલિકા બાંધી હોય તે જ પ્રમાણે ચાલવું. (શ્રીમહાપ્રભુજીએ, શ્રીગોપીનાથજીએ, શ્રીગુસાંઇજીએ, શ્રીગોકુલનાથજીએ, શ્રીહરિરાયજીએ, અને અનુભવીઓએ સેવા કેવી રીતે કરવી જોઇએ, એ સંબંધે ગ્રન્થો પ્રકટ કરીને જે આજ્ઞા કરી હોય તેને વિધિરૂપ સમજીને અનુસરવું) ખરો વિધિ એ જ, બીજો નથી. બીજો કલ્પી કાઢેલો ફલને સિદ્ધ શક્તો નથી. (પોતાની ઊંચી યોગ્યતા હોય નહિ અને સ્વચ્છન્દ રીતે સેવામાં પણ નવો પ્રકાર ઊભો કરે તો તેથી ફલસિદ્ધિ થાય નહિ). ૫૨

अनुद्वेगाय सप्रेम कृष्णमूर्तावलंकृति: ।।

वस्त्रैराभरणैर्वापि तथोपहरणारपि ।। ५३ ।।

यथा स्वरूपसौन्दर्य स्वमनरोधकं भवेत ।। ५३.५ ।।

ઉદ્વેગ ન થાય તેટલા માટે પ્રેમસહિત શ્રીકૃષ્ણના સ્વરૂપમાં અલંકારો ધરાવવા; વસ્ત્ર તથા આભરણ અને સિંહાસન પિછવાઇ આદિથી પ્રભુને શણગારવા. વસ્ત્રાભરણો આદિની રચના એવી કરવી કે પ્રભુના સ્વરૂપની સુંદરતાને નિરખીને ત્યાંથી પાછા હઠવાનું મન થાય ન નહિ. ૫૩.૫ (उपकरणै: એ પ્રમાણે પાઠ સમજી ઉપર અર્થ કરનારામાં આવ્યો છે, उपहरणै: એ પ્રમાણે પાઠ છે, એટલે ભોગ-સામગ્રી આદિથી એવો અર્થ કરવો.)

यतो हि सेवना प्रोक्ता चेतस्तत्प्रवणं हरे: ।। ५४ ।।

लीलाविशिष्टरूपे हि तदर्थं सेवनोद्यम: ।।

अत: साधनता प्रोक्ता तनुवित्तजसेवने ।। ५५ ।।

શ્રીહરિના લીલાયુક્ત સ્વરૂપમાં ચિત્તનું પરોવાવું, એનું નામ સેવા છે, એમ સિદ્ધાંત મુક્તાવલીમાં કહ્યું છે, તેથી શ્રીપ્રભુની સુંદરતાથી પોતાનું મન પ્રભુમાં રહે તેવી રીતે શૃંગાર કરવા. સેવાનો ઉદ્યમ એને માટે જ છે. સેવા એવી રીતે કરવી જોઇએ કે પ્રભુમાં મન પરોવાયેલું રહે. એવી ફલરૂપ સેવાના સાધન તરીકે, દેહથી અને દ્રવ્યથી કરવામાં આવતી





સેવાને માનવમાં આવે છે. તનુવિત્તના સેવા માનસી ફલરૂપ સેવાનું સાધન છે, એમ સિદ્ધાંત મુક્તાવલી ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે. ૫૫

एवमन्नादिवस्तूनामुपयोगे प्रसाधिते ।।

भार्यादीनामानुकूल्ये तैः सेवामेव कारयेत् ।। ५६ ।।

એ પ્રમાને અન્ન વગેરે વસ્તુનો પ્રભુમાં વિનિયોગ સિદ્ધ કરી સ્ત્રી વગેરે જો સેવામાં અનુકૂલ હોય તો એઓ પાસે જ સેવા કરાવવી. શ્રીગુસાંઇજી શ્રીનાથજીની પ્રાર્થના કરે છે કેઃ - હે કમલલોચન, અમારા ધરાવેલા પદાર્થનો ભોગ આપે કરવો જ જોઇએ. જો નહિ કરો તો પુષ્ટિમાર્ગીય મર્યાદા નષ્ટ થઇ જશે. અન્ન વગેરે વસ્તુનો એવી રીતે જ્યારે પ્રભુમાં જ ઉપયોગ સિદ્ધ થયો, તો સ્ત્રી વગેરે પણ જો અનુકૂલ હોય તો એમની પાસે પણ પ્રભુની સેવા કરાવવી. ૫૬

(१.अस्मदीपपदार्थानां भोगः कार्यस्त्वयैव हि। अन्यथा मार्गमर्यादा नंक्ष्यत्यम्भोजजलोचन।। (गुप्तरस))

स्वयं कुर्यादुदासीनतया तेषां पुनः स्थितौ ।।

अपकीर्तिभयात् कृष्णसेवावैयुग्यसम्भवात् ।। ५७ ।।

स्वकृतब्रह्मसम्बन्धं विभाव्य हृदि सर्वथा ।।

तत्पोषणं प्रकुर्वीत रूग्णदेहवदातुरः ।। ५८ ।।

ભાર્યા આદિની સ્થિતિ જો ઉદાસીન હોય તો પોતે સેવા કરવી જોઇએ. સ્ત્રીપુત્ર આદિ સેવા કરવામાં ઉદાસીન રહે તો પોતે જ સેવા કરવી; કેમકે ઉદાસીન થયેલાંઓને આગ્રહ કરીને સેવામાં જોડવાથી સેવા કરવામાં વ્યગ્રતા રહે છે, અને સેવા બરાબર ન થઇ શકે તો સ્વધર્મની હાનિ થવાની થનારી અપકીર્તિનો ભય પણ થાય છે. માટે જે સેવાથી વિમુખ થઇને બેસે તેને એવી જ રીતે રહેવા દઇને પણ થાય છે. માટે જે સેવામાં વિમુખ થઇને બેસે તેને એવી જ રીતે રહેવા દઇને પોતે સેવા કરવી.

(પહેલા શ્લોકના છેલ્લા બે પદોનો સંબંધ બીજા શ્લોક સાથે પણ લઇ શકાય છે, એટલે કે ભાર્યા આદિ સેવાથી ઉદાસીન હોય તો એમનો ત્યાગ ન કરવો, પણ પોષણ કરવું; કેમકે ત્યાગ કરવાથી લોકમાં અપકીર્તિ થાય; એ અપકીર્તિના ભયથી ત્યાગ ન કરવો. અપકીર્તિનો જો ભય હોય તો સેવામાં પણ વ્યગ્રતા એટલે ઊંચું મન રહે, માટે એઓનું પોષણ કરવું. રોગી દેહવાળાની પેઠે આતુર થઇને દુઃખી થઇને એનું પોષણ કરવું. સ્ત્રી આદિ સેવા ન કરે તો તેથી દુઃખ તો થાય, પરંતુ એ સેવામાં બીજી હરકત નથી કરતાં અને પોતે બ્રહ્મસંબંધ કરેલો છે, એવો હૃદયમાં વિચાર કરીને સર્વથા એનું પોષણ કરવું). ૫૮

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

૫. **સ્થિતિ** :- આની પોષણ, ઉતિ અને મન્વન્તર આ ત્રણેય લીલાઓનો વાર્તા સાહિત્યમાં ઉલ્લેખ છે.

ક.**પોષણ** :- પોષણનું તાત્પર્ય છે. અહિં ભગવદ્દ્ભાવના પોષણથી ભગવાન ભક્તોના ભાવોનું દરેક પ્રકારે પોષણ કરે છે, જેથી કરીને તેમની દેહ-ઇન્દ્રિયોની સ્થિતિ બની રહે છે. જો તેમના ભાવનું પોષણ ના થાય તો તેમની સ્થિતિ પ્રત્યેક રૂપમાં અસંભવ બની જાય છે. આ બાબતમાં ભગવદીય દામોદરદાસ હરસાનીની વાર્તાનો પ્રસંગ વિચારીએ.

*'અને દામોદરદાસજીને શ્રીઆચાર્યજી દર ત્રીજા દિવસે દર્શન આપતા હતા. માર્ગની રહસ્ય વાર્તા કરતાં. એવી કૃપા કરતા હતા. અને જો ત્રીજે દિવસે દર્શન ના થતા તો દામોદરદાસના પેટમાં પીડા થતી. ઘણું જ દુઃખ પામતા અને પાછા જ્યારે દર્શન થતાં ત્યારે તત્કાલ દુઃખ મટી જતો. આ પ્રકારે કેટલાક વર્ષ પર્યંત શ્રીઆચાર્યજીએ દર્શન આપ્યા છે. આવી કૃપા કરતા હતા.*

ખ.**ઊતિ** :- ઊતિનું તાત્પર્ય છે સદ્વાસના, અસદ્વાસના અને સદસદ્વાસના. આજ સદવાસના, અસદ્વાસના, સદસદ્વાસના જ્યારે ભગવાનના સંબંધ વાળી હોય છે ત્યારે તે ભાવનાનું રૂપ ધારણ કરે છે. આ તેનું પુષ્ટિરૂપ છે. ભાવો ભાવનાયા સિદ્ધે સાધનં નાન્ય દિષ્યતે, સર્વનિર્ણય આનું તાત્પર્ય છે કે ભાવનાથી સિદ્ધ થયેલો ભાવ જ એક માત્ર સાધન છે. આ પ્રકારની ભાવનાનું સ્વરૂપ પદ્મનાભદાસ વિ. ની વાર્તામાં આ પ્રકારે મળી રહ્યું છે.

**૧.સદ્ભાવના** :- પરંતુ દ્રવ્યનો સંકોચ બહુજ હતો. તેથી શ્રીઠાકોરજીને ભોગ ધરે તે છોલા ધરતા. આગલે દિવસે છોલા પાણીમાં ભીંજવીને બીજે દિવસે તેને સારી રીતે તળીને સમર્પતા હતા. આ પ્રકારે પાતળમાં એક મુઠી દાળની ભાવના કરતાં, બીજી મુઠી સખરીની કરતાં, ત્રીજી મુઠી ખીરની, ટોકરી વિ. સર્વેનું નામ લઇ લઇ ધરતાં અને શ્રીઠાકોરજી તે પ્રમાણે આસ્વાદ પણ માનતા. (૮૪ વૈ.ની ભાવનામાંથી)

આ પ્રકારે 'પરે' વ્રજવાસીની વાર્તામાં પણ સદ્ભાવનાનું વર્ણન જોવા મળે છે. 'તેથી શ્રીગુસાંઇજીએ તેને હાથ પકડીને ઉચ્ચાર્યું જો-પરે! ત્યારે વ્રજવાસીએ જાણ્યું કે બધાજ વૈષણવને સેવા પધરાવી આપે છે તેવી જ રીતે માને **પરે** નામે શ્રીઠાકોરજી પધરાવ્યા છે. તેથી ત્યાંથી વ્રજવાસી ભંડારી પાસે આવી બે પાતળની કાચી સામગ્રી માંગી....તેથી તેને બે પાટીયાની કાચી સામગ્રી આપી. પછી તે વ્રજવાસી તે કાચી સામગ્રી લઇને **બિલછુકુંડ** પર ગયો. ત્યાં તેને રસોઇ કરીને બે પાતળ બરાબરની ભોગની તૈયાર કરી અને પછી પૂકારવા લાગ્યો કે હે પરે ભૈયા બેગિ આઇયૌ....આવો વ્રજવાસીનો ભોળો ભાવ જોઇને શ્રીગોવર્ધનનાથજી વેગે પધાર્યા છે'.

**૨.અસદ્ભાવના** :- ઉજ્જૈનથી ચાર કોસ દૂર રહેતિ તે બ્રાહ્મણીની વાતામાં આ પ્રકારે વર્ણન છે. ત્યારે તે બાઇએ સત્તાધિકારીને કહ્યું કે તે મને જીવાડી. આવું કહ્યું ત્યારે શ્રીઠાકોરજી તેને ઘેરથી પધારી ગયા. આમા એ સિદ્ધ થયું કે ભગવાનથી અતિરિક્ત અન્ય પ્રતિ કર્તવ્ય બુદ્ધિ હોવી તે અસદ્ભાવના છે.

**૩.સદ્અસદ્ ભાવના** :- આ ભાવનાનું વર્ણન દામોદરદાસ સંભાવવાળાની વાર્તામાં મળે છે/ા ઉપરાંત જગન્નાથ જોષી વિ.ની વાર્તામાં પણ મળે છે.

'એક સમયે દામોદરદાસ શ્રીઠાકોરજીની રાજભોગ સમયે સૈયા મંદિરમાં સૈયા સવારવા ગયા. ત્યારે દેખ્યું તો દુલીચા ઉપર બીલાડીએ બગાડ કર્યો છે. ત્યારે દામોદરદાસએ કહ્યું કે શ્રીઠાકોરજી પોતાની સૈયા પણ સરખી રાખી શક્તા નથી. ત્યારે શ્રીઠાકોરજીએ લાત મારી થાળ ચોકી ઉપરથી નીચે ફેંકી દીધો. અને દામોદરદાસને કહ્યું કે સેવક તુ છે કે હું ? અને જગન્નાથ જોષીની વાર્તામાં એક દિવસ જગન્નાથ શ્રીઠાકોરજીને શ્રૃંગાર કરી વાગા ધરાવીને ભોગનો થાર સાજીનો શ્રીઠાકોરજી આગળ ધર્યો. પછી બહાર આવી મનમાં વિચાર આવ્યો કે શ્રીઠાકોરજી વાગો પહેરી જે આરોગે છે તે થાળ છોવાઇ જશે. આ વાત જગન્નાથ જોષીના મનની શ્રીઠાકોરજીએ જાણી અને થાળ લાત મારી ચોકી પરથી નીચે નાખી દીધો.'

આ બેઉ પ્રસંગોમાં સદ્વાસના રૂપ શ્રીઠાકોરજીના સાક્ષાત્ રૂપની હાર્દિક સ્વીકૃતિ છે. અને અન્યભાવ તેમની અસદ્ભાવના રૂપમાં. પુષ્ટિમાર્ગમાં અસદ્ભાવના અને સદ્ભાવના અને અસંભાવના વિપરિત ભાવના છે. જેનું વિસ્તૃત વર્ણન જગન્નાથ જોષીની વાર્તામાં ભાવ પ્રકાશમાં થયું છે. આ અસંભાવના અને વિપરિત ભાવના અસદ્વાસનાના રૂપથી બાધક માનવામાં આવી છે.

**ગ. મન્વન્તર** :- મન્વન્તરનું તાત્પર્ય છે - સમયથી સારા કર્મોની પ્રવૃત્તિ. અલીખાન, રસખાન વિગેરે વિજાતીય વિધર્મી પુરુષોની પણ પ્રવૃત્તિ તે સમયે સારા કર્મોમાં હતી. આટલું જ નહિ પરંતુ પુષ્ટિમાર્ગમાં શરણ આવવાવાળા પ્રાયઃ સર્વેના કર્મો ભગવાન પ્રતિ નિવેદન કરવામાં આવતા હતા. તેથી તેઓ બધા સર્વે સારા રૂપવાળા થતા હતા. અહિં રૂપનો અર્થ કર્મથી તેવો લેવાનો છે. વિક્રમની ૧૬મી શતાબ્ધિમાં ભક્તિની બોલબાલા હતી. કહે કે સામ્રાજ્ય હતુ. તેથી તે સમય (મન્વન્તર) પુષ્ટિ રૂપ જ હતો. ઇતિહાસ અને ભક્ત ચરિત્ર આ બાતની સાક્ષી આપે છે. જેમકે પાછળ કહ્યું - બધીજ લીલાઓનો સમાવેશ પુષ્ટિમાં થાય છે. આ વ્યાપક દ્દષ્ટિકોણથી તે સમયની સઘળી ધાર્મિક પ્રવૃત્તિ પુષ્ટિ-ભગવદ્ અનુગ્રહથી સંબંધિત હતી. તે કાલ પણ ધાર્મિક વિકાસિન્તનિનો હતો. આ પ્રકારે પોષણ, ઊતિ અને મન્વન્તર આ ત્રણેય લીલાઓની સ્થિતિ (અનુગ્રહ) રૂપથી દેખાડવામાં આવી છે.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ







# પુષ્ટિશિખર

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

મર્યાદામાર્ગના પુરુષોત્તમના અધિકારી શુદ્ધાદ્વૈતજ્ઞાની ભક્ત છે, જ્યારે પુષ્ટિમાર્ગના પુરુષોત્તમના અધિકારી સ્વતંત્ર રસિક ભક્ત છે. મર્યાદા પુરુષોત્તમ અધિકારીનો પણ અક્ષરબ્રહ્મમાં લય થાય છે, ફરીથી તેમાંથી ઉદ્ધાર થાય છે, જ્યારે પુષ્ટિ ભક્તોનો તો લય પણ કદી થતો નથી, ઉદ્ધાર પણ થતો નથી. જેમ પુષ્ટિ-પુરુષોત્તમ સ્વયં પ્રકટ થઇને લીલા કરે છે તેમ જ અત્યંત અનુગ્રહ વડે પોતાના હૃદયમાં રહેલા ભક્તને પણ પ્રકટ કરીને તેના સ્નેહને વશ થઇ જઇ ભગવાન પોતાની લીલાના રસનો અનુભવ કરાવે છે.

મર્યાદામાર્ગમાં પાપનો ક્ષય થયા પછી, શુદ્ધ થયા પછી, ભક્તિનો અધિકાર થાય છે, જ્યારે પુષ્ટિભક્ત હંમેશાં શુદ્ધ જ હોય છે. મર્યાદામાર્ગમાં જ્ઞાનનું પણ સહકારિત્વ છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં ભક્તિ, નિરપેક્ષ, સ્વતંત્ર છે. પોતાની ઇચ્છાથી કોઇ ભક્તને સગુણ દેહનું દાન કદી કરે, તો પણ સગુણ દેહ વગેરેનો નાશ તે જીવે કરેલા કર્મ, જ્ઞાન, ભક્તિરૂપી સાધનથી થઇ શક્તો નથી, પણ પુષ્ટિ પુરુષોત્તમ ધર્મિસ્વરૂપ પોતાના પ્રમેય બલ વડે જ પોતે આપેલા શરીર આદિનો નાશ કરે છે. માટે જ સૂત્રકાર શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે **अत एव च अनन्याधिपतो:** એમ સૂત્ર યોજે છે. એટલે કે વરૂણરૂપી સાધન અને સ્વરૂપાત્મક ફળ ભગવાન પોતે જ થાય છે તેથી તે અનન્ય ભક્તોના અધિપતિ છે. (બ્રહ્મસૂત્ર ૪.૪.૯) **नायमात्मा प्रवचनेन लभ्य: केवलेन हि भावेन गोप्यो गाव: स्वगा मृगा:, न ज्ञानं न च वैराग्यं प्राय: श्रेयो भवेदिह** વગેરે ફલમાર્ગીય વાક્યોનો પણ આશય એ જ છે.

પ્રાચીન સનાતન મર્યાદામાર્ગ ઘણાં નામોથી પ્રખ્યાત છે. તેમાંનાં વિહિત માર્ગ-વૈદિક માર્ગ-આર્ય માર્ગ-સાધનમાર્ગ-પ્રમાણમાર્ગ વગેરે કેટલાંક નામો છે. કલિયુગમાં માયાવાદ વગેરે વિપરીતવાદના અંધકારમાં તે સનાતન માર્ગ થોડો વખત રહ્યો હતો તેથી શ્રીમદ્ વૈશ્વાનરાચાર્યવર્યે, શ્રીવલ્લભાચાર્યજીએ પ્રકટ થઇ, માયાવાદ વગેરે અંધકારને પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા ઉપરનાં બે ભાષ્યો, સુબોધિની, નિબન્ધ, તત્ત્વદીપ વડે દૂર કરી સનાતન પ્રમાણમાર્ગને ફરીથી જગતમાં પ્રકાશિત કર્યો છે. પુષ્ટિમાર્ગનાં પણ અવિહિતમાર્ગ-સ્વતંત્રમાર્ગ-ભજનાનંદમાર્ગ-કૃપામાર્ગ-નિ:સાધનમાર્ગ-ફલમાર્ગ-પ્રમેયમાર્ગ-નિરૂપધિસ્નેહમાર્ગ-વગેરે કેટલાંક નામો પ્રખ્યાત છે અને તે મર્યાદામાર્ગથી અત્યંત વિલક્ષણ છે.

હવે પહેલાં આપેલાં પુષ્ટિમાર્ગના વિલક્ષણતા બતાવનારાં ભાષ્યનાં વાક્યો સ્વાભાવિક રીતે સુસ્પષ્ટ થઇ જશે. કૃતિસાધ્ય (જીવની પોતાની કૃતિથી સાધ્ય) જ્ઞાન અને ભક્તિરૂપ સાધન શાસ્ત્રમાં જણાવેલાં છે, તે સાધન વડે

મુક્તિ એ મર્યાદા; અને શાસ્ત્રોક્ત-શાસ્ત્રએ કહેલાં-જ્ઞાનભક્તિરૂપી સાધન વિના જીવને પણ ભગવાન પોતાના સ્વરૂપના બલ વડે સ્વપ્રાપ્તિ કરાવી લે તે પુષ્ટિ કહેવાય છે. સાધનવિના, (જીવકૃત સાધનવિના) સ્વરૂપ બલ વડે જ ભગવાન કાર્ય કરે, જીવનું બધું કાર્ય સિદ્ધ કરે, એ પુષ્ટિ.

સાધનના ક્રમ વડે મુક્તિની ઇચ્છા મર્યાદામાર્ગીય નિયમ છે, શાસ્ત્રોક્ત સાધન વિના જ મુક્તિની ઇચ્છા પુષ્ટિમાર્ગીય નિયમ છે. પુષ્ટિમાર્ગ માત્ર અનુગ્રહથી જ સાધ્ય છે, અને પ્રમાણમાર્ગથી વિલક્ષણ છે. મર્યાદા અને પુષ્ટિ એમ બે બેદથી અંગીકાર બે પ્રકારના કહેવાય છે. તેમાં અન્યસહકારની જે અપેક્ષા તે મર્યાદાપક્ષમાં, પુષ્ટિમાં તો અન્યની અપેક્ષા જ નથી. संकल्पादेव तच्छ्रुतेः[૧], બ્રહ્મસૂત્ર ૪.૪.૮. જેને ભજનાનન્દનું દાન કરવાની ઇચ્છા ભગવાન્ કરે છે તે જ માણસને પુરુષોત્તમની પ્રાપ્ત થાય છે; એટલે ભગવાનનો સંકલ્પ જ પર પ્રાપ્તિનાં કારણભૂત છે કારણકે શ્રુતિ આ પ્રમાણે કહે છે, स्वामिनः फलश्रुतेः इति जात्रेय[૨], બ્રહ્મસૂત્ર ૩.૪.૪૩ ભક્તિમાર્ગના સ્વામી શ્રીગોકુલેશ પાસેથી જ ફળ મળે છે એમ શ્રુતિ કહે છે. આ પ્રમાણે આત્રેય આચાર્યનો અભિપ્રાય છે. અર્થાત્ જ્યારે ફળ શ્રીગોકુલેશ પાસેથી જ મળવાનું છે ત્યારે તો પુષ્ટિમાર્ગીય ભક્તને વિહિત અને અવિહિતનું જ્ઞાન ઉપયોગી નથી, વગેરે તત્ત્વસૂત્રનો પણ એજ ઉત્તમ સિદ્ધાન્ત છે. सर्वधर्मान् परित्यज्य मामेमं शरणं व्रज વગેરે શ્રીમુખવાક્યનું પણ તાત્પર્ય હવે સહજ લક્ષમાં આવશે. પુષ્ટિમાર્ગમાં સર્વ ધર્મનો ત્યાગ કરીને સ્વરૂપાત્મક ધર્મિસ્વરૂપને શરણે જવાનો જ ઉત્તમમાં ઉત્તમ ઉપદેશ છે.

આસુર, વિષયાત્મક, પ્રવાહમાર્ગથી, તેમજ કર્મ ઉપાસના-શુદ્ધાદ્વૈતજ્ઞાન-ભક્તિમય દૈવી મર્યાદામાર્ગથી પણ અનુગ્રહાત્મક પુષ્ટિમાર્ગ તદ્દન નિરાળો છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું. હવે પુષ્ટિ માર્ગના વિશેષ સ્વરૂપનું દર્શન કરીએ. જે માર્ગમાં ફલપ્રાપ્તિ થવામાં નિ:સાધનતા જ સાધન છે, જે માર્ગમાં ફલ છે તે જ સાધન છે અને સાધન છે તે જ ફલ છે, તેને પુષ્ટિમાર્ગ કહેવામાં આવે છે. જે માર્ગમાં લૌકિક અને વૈદિક સિદ્ધિ અનુગ્રહ વડે જ થયા કરે છે, યત્નવડે નહિ, તે માર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે. अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते। तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्। ગીતાજીના ૯.૨૨ જે લોકો અનન્ય ભાવે મારું જ ચિન્તન કરતાં સર્વ પ્રકારે મને જ ભજે છે તે અભિયુક્ત-હંમેશાં મારામાં જ ચિત્ત લગાડનાર-લોકોના યોગ અને ક્ષેમ હું સિદ્ધ કરુ છું.

એમ ભગવાનની આજ્ઞા છે. તાત્પર્યજ્ઞાનપૂર્વક જે માર્ગમાં ફક્ત સ્વરૂપમાં આસક્તિ છે, જેમાં સાક્ષાત્ ધર્મિ સ્વરૂપ પર જ અનન્ય નિષ્ઠા છે, ધર્મસ્વરૂપ ઉપર નિષ્ઠા નથી, તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેવામાં આવે છે. જે માર્ગમાં અંગીકાર કરવામાં યોગ્યતા વગેરેનો વિચાર નથી, જ્યાં પ્રભુ કોઇ પ્રકારનો વિલંબ કરતા નથી તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. જ્યાં પ્રભુકૃતિમાં-પ્રભુના-કાર્યમાં-કાંઇ પણ ગૂઢ દોષ હોતો નથી, પ્રભુકૃતિમાં જ્યાં સર્વત્ર ઉત્તમ જ્ઞાન છે. તેને પુષ્ટિમાર્ગ કહે છે. जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ગીતાજી ૪.૯ જે પુરુષ મારા દિવ્ય જન્મ અને દિવ્ય કર્મને આ પ્રમાણે યથાર્થ જાણે છે, તે દેહ છોડ્યા પછી પુનર્જન્મ પામતો નથી, પણ હે અર્જુન, તે તો મને જ પામે છે.





વગેરે વાક્યોનું રહસ્ય પણ આ જ છે. જે માર્ગમાં હંમેશાં લોકવેદની અપેક્ષા નથી, શ્રીકૃષ્ણના સુખ માત્રની જ અપેક્ષા હોય છે, તે માર્ગ પુષ્ટિ માર્ગ કહેવાય છે. **त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन** ગીતાજી ૨.૪૫માં વેદના ત્રણે ય કાણ્ડોમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની બાબત છે. હે અર્જુન, તુ નિર્ગુણ થા. વગેરે વાક્યોનું આજ ગૂઢ તાત્પર્ય છે. જે માર્ગમાં અંગીકાર કરવામાં પ્રભુને અણુમાત્ર પણ સ્વાર્થ નથી, કેવલ પોતાની ઈચ્છાથી જ વરણ-અંગીકાર-કરે છે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહે છે. જ્યાં આવિર્ભાવની પણ અપેક્ષા નથી, ભક્તિ સ્વતંત્ર છે, સાનુભાવ સ્વરૂપ છે, તે પુષ્ટિમાર્ગ કહેવાય છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સત્સંગ સુધા

## છાશની જેમ માખણ જુદું છે, તેમ ભક્ત જગતથી જુદા છે

ભક્ત કાંઇ જગતથી જુદો હોતો નથી. જગતમાં જ ભક્ત હોય છે અને છતાં પણ જગતથી ન્યારા જ રહે છે. જેમ દૂધમાંથી દહીં, દહીંમાંથી છાશ ને છાશમાંથી જ માખણ થાય છે; પણ માખણ થઇ ગયા પછી પાછું તે છાશમાં મળી શકાતું નથી; એટલું જ નહિ પણ છાશમાં રહ્યાં છતાં છાશથી જુદુ રહે છે, તેમ ભક્ત જગતમાં રહેવા છતાં છાશમાખણની જેમ માયાથી જુદા રહે છે, પણ માયામાં મળી જતા નથી. ગીતામાં પણ ભગવાને કહેલું છે કેઃ-

જ્ઞાનીઓને અજ્ઞાનીઓમાં ફેર એ જ છે, અજ્ઞાનીઓ દરેક કર્મ પોતાને માટે જ અતિ આસક્તિથી ને અહંભાવથી કરે છે અને જ્ઞાનીઓ અહંભાવ છોડીને દરેક કામ જગતના હિતને અર્થે તથા ઈશ્વરાર્પણ કરે છે. ભક્તમાં ને વ્યાવહારિક લોકોમાં એ જ ભેદ છે.

# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત કીર્તન

અબ કીતનીહે દેર પ્રભુજી અબ ।

અબ તનમનધન સબ તૈં નીરબલ કહ્યૌ કર રાખી પેર ।। ૧ ।।

ક્ષમા કરૌ અપરાધ દાસકૌં જૌ કછુ કબહી વેર ।

દીન હીન મોઈ જાન ગોકુલપતિ મેરી ટેર ।

**વિઠ્ઠલ** ઉપર કરુણા કીજૈ માયા દેઉ નીવેર ।। ૨ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





## || ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji

(Expression by Prof. Jethalal G Shah)

...continued

**ShriVallabhacharya's Second Pilgrimage :-** When He entered ShriGokul His mind was revolving on the important question of restoring people to the right path of deviton. During the first phase of His pilgrimage he observed that people were divided not only politically and culturally but also spiritually and regiliously. Besides, the lives of many were not in consonance with the spiritual teachings. He felt that the Vedic rituals had lost their significance and the Mantras were ineffective. The holy places had lost their scanctity, the priestly class were corrupt and those that betook to religious instruction, lacked purity.

Which according to the 12th chapter of the Bhagavata were the signs and portents of this Age namely Kali age (dark age). He conceived the souls of men into three types: (1) the worldly-minded souls, (2) the spiritually-minded souls and (3) the divine souls who aspired for the union with God through devotion (Bhakti). The Aacharya was not concerned with the last kind of the souls. When Aacharya was most concerned with the last kind of the souls. When His mind was exceedingly troubled over these question, He closed His eyes and meditated on Lord Krishna who appeared to Him in the vision in the form of ShriNathji.

He could clearly hear the Divine words which said, "Dear one, I have heard your prayer. Your anxiety about the spiritual regeneration of divine souls is well founded. Indeed there is hypocrisy and cant in religious life and observance at present. But let not your heart be troubled over their worldly desires and indifference to spiritual virtue and divine bliss. Never-the-less I love them-Neither sacrifice, nor knowledge of yoga can enable them to obtain My Love. The only way is by self-dedication or consecration of self to Me. They should realize that only by consecrating themselves, their lives, wealth, wife, children, their all to Me can they obtain key to union with Me.

They should acknowledge their unstinted duty to Me with humility. Then shall I accept them. Start preaching this Message and thy mission will work like an alchemy in fusing a bond between Me and the souls yearning for Me. The voice ceased and the vision disappeared. Aacharyashri related this experience to His worthiest and most beloved disciple Damodardas Harsani in the early morning. "Damla, did you hear any voice last night?" (He addressed Him as Damla out of affection). Damodardas replied in the negative and requested Him to enlighten him on the subject, whereupon Aacharyashri related His aforeside experience and initiated him in the live of consecration of God by the holy mantra, "Krishna, I am your servant!" Vallabhacharya decided to stay there for some time as the place was in every way congenial to Him.

Vallabhacharya believed Krishna as Supreme God. Mathura (where He was then staying) and the adjoining land known as Vrajabhoomi are associated with the life of Lord Krishna. Krishna was born at Mathura but his early childhood was spent in Vrajabhoomi. It was in this place that He performed His various lilas as described in the Bhagavata, Chapter 10 , Cantos 1 to 42. It was in the Vrajabhoomi that the Lord used to graze His cows daily and destroyed the demons that harassed men and animals, special fascination for Him. It was a centre of pilgrimage for all followers of Hinduism-Sanatan Religion.

Its atmosphere was holy and peaceful. It was here that Aacharyashri chalked out his future programme of spreading the divine message. Also it was here that the conviction dawned to Him that the time had arrived for Him to





preach the doctrine of Devotion and Grace. To achieve His objective He adopted a two-fold method of (1) composing works, original and commentaries and (2) of preachings of His followers the principles of Devotion. During His stay in this place, hundreds of religious minded persons listened to His discourses with a pin-drop silence. It is believed that besides preaching, He had writing works a part of His daily routine.

It is probable the most of His scholastic works such as the Tattva Deep Nibandha, The Anu-Bhashya on the Brahmasutras, a fragment of the Jaimini Bhashya, the Subodhini commentary on the Bhagavata, and the small treaties known as Shodasha Granthas (16 texts), were begun here.

It occurred to Him that if He wanted to preach His message of devotion to God and God's grace called Pushti-Marga, He should put His thoughts in writing. He embodied each principle of His doctrine that illumined His mind each in a small tract. In all, He wrote sixteen tracts which serve as Keys to the understanding of His system of Pushti-Marga. Their titles and a brief note on each one of them are given below. For further information the reader may kindly refer to the send section on the Summaries which give the gist of important works relating to His Philosophy.

1. *The Yamunashtaka* :- This is in praise of river Yamuna (jumna). It symbolizes love of God through which a n aspirant must purify Himself as a qualification for the life of Devotion. This is the only door for entry into the path of Grace.

*2. Balabodha* :- This is in exhortation to the Children of knowledge. This was first taught to Narayandas. The Children here are the novices in the Pushti-Marga. The works refers to the 'Four Ends' of the human life as taught by the Vedas and by the Sages. It lays emphasis on the fact that liberation which is the chief end is possible by devotion to God Vishnu.

*3. The Siddhant-Muktavali* :- (A necklace of pearls of principles). This work describes the fundamental concept of Pushti-Marga i.e. of Divine service which is of two kinds: service through one's own body and wealth and service through mind. These two services are rendered to Lord Krishna (God) who manifests Himself in three aspects – the physical (The Universe), the spiritual (Akshara), and the divine (Krishna). For the followers of the Pushti-Marga the last-named service is very important.

*4. Pushti-Pravaha-Maryada* :- The characteristics of Pushti-Souls (Divine souls) are mentioned in this work. These souls are distinguished from the worldly souls (pravaha) and the spiritual souls (maryada). It further explains that the goal of worldly souls is worldly happiness, that of spiritual souls, liberation, and that of divine souls, God-realisation and enjoyment of God's bliss.

*5. Siddhanta-Rahashya* :- This work explains (1) The essence of the Doctrine of Grace and (2) The significance and necessity of Brahma-Sambandha, a Ceremony of the vow of consecration to God through the formula known as Gadhya-Mantra. A holy Mantra of five letters, which expresses the sence of 'Oh Krishna, I am thy servant.'

*6. Navratna (Nine Gems)* :- This consists of nine stanzas of verses in which Aacharyashri exhorts His disciples not to have cares of any kind since they have dedicated their lives God; He is merciful and helps His faithful Children in all difficulties.

*7. Antah-Karana-Prabodha* :- (Advice to Mind). This is addressed to His own mind. He exhorts it to regard Krishna as Great God and to serve Him steadfastly without fear or failure. Service is the mark of a devotee. It is His duty to render service to God. God never forsakes His devotees even for their offencer.

***.....to be continued***





**|| ShriGokulesho Jayati ||**

## -: The Facts of Pushtimarg – A Questionary:-

**Question:**

What kind of prayers we should do daily as a part of rituals in pushtimarg? Because If one had taken sharanmargiya diksha (Astakshar Mantra diksha).

**Answer :**

If we begin the day with good deed, it will pass fairly well throughout. As soon as we get up in the morning, the very first thing that we should do is to behold the portrait (chitraji) of ShriVallabhacharya, ShriGusaiji, ShriGokulnathji, ShriGurucharan and ShriKrishna and should tell Jai Jai ShriGokulesh to all family members, as all are Vaishnavas. After having bath the devotee should apply Dandakaar Tilaka on forehead and take Charnamrut i.e. the sacred water and clay. If the Mantra of initiation is not remembered it will lose its efficacy and will automatically become null and void. Hence, one should necessarily recite it. Sitting in a quiet and pure place by putting respectably a portrait of above said (ShriVallabhacharya, ShriGopInathjI, ShriGusaiji, ShriGokulnathji, ShriGurucharan, ShriYamunaji and ShriKrishna) in front side on a Aasan.

If not all portraits (chitrajis) of all then atleast keep portrait of **ShriGokulnathji** on a aasan. Moreover if possible, do prepare a **Malaji** of flowers and offer to portraits (chitrajis), but if not possible for preparing **Malaji**, then atleast offer flowers in ShriCharan of Swaroop. If the devotee is conversant with the works of ShriVallabhacharya, he will never face any difficulty in his course. Hence, everyday he should insistently read works like Shodasha-Grantha etc., and also necessarily read ShriBhagavat and the ShriGita as far as possible. A devotee can read them any time of the day after having bath but it will be better if he does it in the morning. Any sort of addiction is detrimental for ones personality.

So, all kinds of addictions should be given up. In the spare time, doctrinal works of leading preceptors, the life and works of 84-252 devotees, Bhagavata-Purana and the literature pertaining to ones sect should be studied. It is very difficult to carry out Seva in boarding. So it is preferable to do Paath, Jap, and reading, Kirtan etc. In short, we followers of ShriChaturthgruh should follow the course of our Vaishnav life:

* *Manglacharan, Sarvottam-Stotra, Namratnakhya Stotra, ShriGokuleshastakam, ShriGokulesh Astotarshat Namavali, ShriYamunastakam, ShriKrishnashraya, Aashray. Inshort atleast the we should do Paaths shown in the Namostu Pustak* (small paath pustika published by ShriVallabh Chaturthpeeth in gujarati & hindi) covers this minimum Paaths.

If had more time, then the other granths like Shodash Granths, Tatvarth-Deep-Nibandh, Saadhan Deepika, etc, Scriptures like ShriGitaji, Bhagavat Puran, etc, also many other works of other Aacharyas of Suddhadwaita Pushti Bhakti Sampraday.

Even one should try few readings with discussions like the meaning of abovementioned works, Vaarta literature e.g. 84 & 252 Vaarta, Gharu Vaarta, Nij Vaarta, Baithak Charitra, 78 Bhagwadiya's Vaartas etc., Vachanaamrt literature, Shikshapatra. Even Chanting & Singing Kirtan, Dhol-pad

ShriVallabhacharya has preached the course of Gunagan for such devotees who could not do service of ShriKrishna as per the principle of Sampradaya. You should practice whatever is applicable to you.

**Question :**

What is Malapaheramani? When did Malapaheramni started and who was the first vaishnav whose malapaheramni was done first of all?





**Answer :**

As per our 'Shaastra' one should also worship one's ancestors as a daily as well as occasional deed. This is also called **'Shraaddha'**. One should do this worship through an ideal Brahmin who is also a Vaishnav. One should adore Brahmin like one's ancestor and offer him lunch with **'Dakshinaa'**. Due to influence of irreligion, it is very difficult to find such an ideal Brhamin. As a substitute to it, the practice of **'Malapaheramani'** have been started where instead of Brahmin, Pushtimargiya Vaishnavas are invited to offer worship, sing Kirtans praising our Lord Krishna and to distribute **'Bhagavat-prasaad'** to them. This also helps to satisfy our Pushtimargiya Vaishnav Ancestor. As per Bhagvat Shaatra, it is said that a *vaishnava is thousand times better than an ideal Brahmin who is not a vaishnav*.

Thus it is a Pushtimargiya form of 'Shraaddha' and one can do it, but keeping in mind that it is not mentioned in any of preaching of our Pushtimargiy Achaaryas. There is nothing wrong in inviting vaishnavas for Bhagavat Kirtan and Bhagavat Prassad. It is very difficult to say when exactly this practice has been started, but it has been started mainly in Saurashtra region of Gujarat state, India as a part of social ritual, and not the part of Bhagavat Marga. As of now also it has not been followed in the whole of Pushtimarg. But now it is spreading gradually in other parts also. Now days it is found that some mal-practices have started whereby some people encourage a commercialization of these Bhagavat Kirtan and Bhagavat Prassad by shouting its monetary value like we do in action sale. This is totally prohibited according to the principles of ShriVallabhacharyaji. One should oppose it and should not become a party to it.

**Question :**

Please explain about Adhikmas and what kind of utsavs in adhikmas we can enjoy with shrithakorji at home also explain about importance of same utsav?

Or Is there any special status to Adhik Maas - Purushottam Mas in Pushti Sampradaya...? Why one can do any "Manorath" of the year during Pureshottam Mas...?

**Answer :**

**Manorath & Adhikmas**: All traditional regular rituals Vaidic Varnashram Sanatana Dharma (VVSD) are fixed as per 12 months of the lunar calendar that is Chaitra1, Waishakh2, Jyeshta3, Ashadh4, Shravan5, Bhadrapad6, Ashvin7, Kartik8, Margshirsh9, Paush10, Magha11, Falgun12, in which Adhikmas does not fall. Therefore, no such rituals can be done in the month of Adhika. Since no other rituals are permissible in Adhikmas, special rituals are arranged for Adhikmas in VVSD. Similarly, course of ShriKrishna-service and the festivals calibrated in the course of ShriKrishna-service are also arranged as per season and lunar calendar.

Except daily service and offerings in accordance with prevailing season, no other guideline is available about ShriKrishna-service in Adhikmas. Therefore, ardent devotees whose wishes regarding Krishna Seva are not fulfilled during the course of Nitya and Utsava Seva, find open field to accomplish their wishes by the way of various Manraths. Manorath, which are spontaneous and natural outcome of devotees longing to serve his loving God in novel & fabulous way has been become, now a day, rule. That is, they are celebrated, without exception, each & every day of Adhikmas. Poor innocent Manoratha has become, now a day, fabricated. Because of the slogans "Manoratho no mas Adhikmas" and atmosphere created by such slogans, devotees feel guilty if they cannot do Manoratha. This way they are forced to celebrate Manoratha. This is very adverse facet of Adhikmas.

Adhikmas has nothing to do with Pushtimarg as far as its origin is concern. ***What is Adhikmas***: Calendar dates that we are so familiar with in our daily life are based on solar calendar. English calendar is a solar calendar. The basis for solar calendar is the rotation of the Earth around the Sun. It takes earth approximately 365 ¼ days to complete its rotation around the Sun. The English calendar that most of us use today divides the 365 days of earth's period of





rotation around the Sun in twelve months. The leap year, which occurs once every four years, accounts for ¼ day per year. Similar to solar calendar lunar calendar is also popular and widely used in the Asian countries such as China, Middle East countries, and India. The lunar calendar is based on the moon's rotation around the Earth. The lunar month corresponds to one complete rotation of Moon around the Earth.

Since this period of rotation of moon around the earth varies, the duration of lunar month also varies. On average, the lunar month has about 29 ½ days. In addition to moon's rotation around the earth, the lunar year is based on earth's rotation around the Sun. In general, the lunar year has twelve lunar months of approximately 354 days, thus making it shorter by about 11 days than the solar year. However, the lunar calendar accounts for this difference by adding an extra lunar month about once every 2½ years. This extra lunar month is known as the "Adhik Mas" in India (Adhik = extra and the Mas = month). The concept of the Adhikmas (the extra month) is similar to the "Blue Moon" in the West, which occurs almost with the same frequency of 2 ½ years. Blue moon is the second full moon when two full moons occur in the same month. Naturally the blue moon must occur towards the end of month (some where between 29th, 30th or 31st of the month).

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

# ** ShriGokulnathki Jai **

**લોઢાના ચણા :**

એક દિવસ શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરી : એક વૈષ્ણવ શ્રીગુસાંઇજીને વિનંતી કરી કે મહારાજ! બલિહારી જાઉં! શ્રીઠાકોરજી પરમ દયાળ છે. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીઠાકોરજી એવા દયાળ છે, પણ મીણના દાતથી લોઢાના ચણા ચવળાવે છે. ત્યારે કૃપા કરે છે. આવી રીતે પરખાય છે. વાત તો તદ્દન સત્ય છે. જીવનું ગજું પ્રભુની કસોટીમાંથી પાર ઉતરવાનું નથી, પ્રભુ બરાબર કસે છે ત્યારે જ કૃપા કરે છે. જેને જેને પ્રભુએ દાન કર્યું છે તેની તેની પૂરેપૂરી કસોટી કરે છે. સુદામાની કેવી હાલ-હવાલ દશા કરી? આમ છતાં સુદામાજીએ કાંઇ જીવની આશા નથી કરી. તેમણે પોતાની ભક્તિની અને પ્રભુના વિશ્વાસની ટેવ છોડી નથી. તો પ્રભુએ છેવટે કૃપા કરી. વિપ્રયોગ ભક્તને ભઠ્ઠીમાં શેકવા જેવા તાપથી દમે છે ત્યારે જ અનુગ્રહ કરી દર્શન આપે છે. વળી લૌકિક-વૈદિકમાં પણ ભક્તને પ્રભુ શાંતિ નથી આપતાં, કારણકે લૌકિક-વૈદિકમાં શાંતિ આપે તો જીવ તેમાં પરોવાઇ જાય ને પ્રભુને ભૂલી જાય, માટે લૌકિકમાં અને વૈદિકમાં બન્નેમાં પ્રભુ જીવને ઉત્પાત કરાવે છે. આમ છતાં જીવ અડગ રહે તો કૃપા કરે.

વર્ષ ૩ અંક ૯ પોષ સુદ ૧૧, ૨૦૬૬

# कपडवंज वारे फूलबाइ कृत विज्ञप्ति

## विज्ञप्ति १

ओ वलल्भजी, दीन दासीना दोहेला दिन केम नीसरे,
मारा प्राणपियु अंतर-दुःखडां विसार्यां ना विसरे – टेक.
हुं तो आज लगी बहु मोद धरती, सौ समानी निंदा करती;
मुने आज लगी जोती धरती. ओ. १
हुं तो नहोती समजती मन मोह्यामां, ए जादु तमारा जोयामां;
मने नाखी हवे शीद रोवामां. ओ. २
मारे कंठे पडी प्रेमनी फांसी, हुं तो रहुं छुं निशदिन उदासी;
हवे लोक करे मारी हांसी. ओ. ३
में राज विना कयम रहेवाशे, विरहानल केम करी सहेवाशे,
अंतरनुं दुःख क्यां कहेवाशे? ओ. ४
हमे शरण पड्यां हवे क्यां जइए? ढाक्यां धीक्यां केम करी रहीए?
अमे अबला दुःख कोने कहीये? ओ. ५
हुं तो अबला राज तणी दासी, श्रीमुखदर्शननी अभिलाषी, वेगे मलजो गोकुलवासी. ओ. ६



શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીપુત્રદા એકાદશી વ્રત